અંક ૫૫ ઑક્ટોબર ૧૯૭૬ અઢી રૂપિયા જન્મભૂમિ પ્રકાશન

# કવિતા




*Creative men have
an annoying habit:
They Create*



પીપળાના પર્ણમર્મરની ભાષા જાણે છે તું?
તો શું જોઈને સૂતરના આંટા ચડાવ્યા?
ગોદાવરીનાં પાણીએ ગઈકાલથી વહેણ બદલ્યું છે
હવે ત્યાં કોણ પર્ણકુટિ બાંધશે?
ધોધ તો શિલાઓ પર માથાં પટક્યા કરશે
તું ક્યાં સુધી ઊભી રહેશે?
આમ જો, પણે મેઘધનુષ ખેંચાયું.
સમાન્તર રેખાઓની આળપંપાળ મૂકી દે.
મારા નામના તોતિંગ દરવાજા
નહિ ધરતીકંપ, નહિ ઝંઝાવાત
તોય કેમ અફળાયા કરે છે વારંવાર?
લાવ તારો હાથ મારા હાથમાં
બદલાઈ જાય મારી રેખાઓનો લય.
પ્રલયથી કદી ડર્યો નથી
ને તેથી જન્મ્યો ત્યારથી ખોદ્યા કર્યો છે પિરામીડ.
આમ જો, વર્ષોની ધારાઓ અધવચ્ચે જ અટકી ગઈ
ને આંસુની ખારાશ પીને પડ્યો છે સમુદ્ર.
મારી આંખો નિરભ્ર છે
તારાં નક્ષત્ર-સૂર્ય-ચંદ્રને પ્રકાશવું હોય
તો ભલે આવે.

[illegible]

## કવિતા □ જયંત પાઠક

બાળકે કાગળમાં કરેલા
આડાઅવળા લીટા વચ્ચે હું
હારબંધ શબ્દોમાં કવિતા લખવા જાઉં છું
ત્યારે
આનંદવર્ધન, શિખા ઉપર હાથ ફેરવતા
બોલી ઊઠે છે:
काव्यस्य आत्मा ध्वनिः ।
કવિ મેકલીશ પાઈપના ઊંચે ચઢતા ધુમાડાના
અમળાતા અક્ષરોમાં ઉદ્‌ગારે છે:
A poem should not mean but be!
હું
બાળકે કરેલા આડાઅવળા લીટા વચ્ચે
કવિતા લખવાનું માંડી વાળું છું!
બાળકે લખેલી કવિતા વચ્ચે
આડાઅવળા લીટા કરવાનું માંડી વાળું છું.

આમ એ ખેંચીએ જરાક જોરથી–
તો ખચ્ ખેંચાઇને આવે બ્હાર.
પણ ત્રીશ વર્ષથી એમ ખેંચ્યું નથી ખચ્.
મન થાય છે કે ખેંચું –
પણ એ કંઈ આમ આજુબાજુમાં હાથવગું નથી.
એ માટે પ્લાન કરવો પડે, પ્રવાસ કરવો પડે.
પણ પ્લાનની કે પ્રવાસની ઇચ્છા થતી નથી.
જો કે મન થાય છે આમ ખેંચું અને ખચ્ ખેંચાઇને આવે બ્હાર, મૂળસોતું મન.
'મૂળસોતું મન ખચ્ ખેંચાઇને આવે બ્હાર' એવો અર્થ ક્યાંથી ટપકી પડયો?
ખચ્ ખેંચાઇ આવે બ્હાર, એમાં જે ખચ્કાર સાથે
હાથની પકડમાં
કશુંક આવી જવું મૂળસોતું (જેમ કે કમળનું મૂળ.)
તે સંવેદન માત્ર પર્યાપ્ત છે, રોમાંચ માટે;
એમાં વળી 'મૂળસોતું મન' ખચ્ ખેંચી કાઢવાની વાત કેમ ઘૂસી ગઇ?
મૂળસોતું મન કે શૂળસોતું મન કે કુળસોતું મન કે ધૂળસોતું મન
અને હવે બીજું કંઇ પ્રાસમાં તરત સૂઝતું નથી તેથી નિર્મૂળ મન...
ના પણ લયવશ લખવું હોય તો 'નિર્મૂળસેતું' મન;
જોયું ને 'નિ..' અને 'સોતું'એ પરસ્પર પોતું ફેરવી દીધું
અને અંતિમક્ષણે જે મેં પીધું કર્ણરસાયન
એ અપૂર્વ.
એ જ લક્ષ્ય હતું એની ખબર પછી પડી
અને અડીકડી-માં ભરેલો દારૂ ભડાકો કરે
પછાડતાની સાથે જ, એ જ ચેતોવિસ્તાર.
આમ 'શાબ્દિક ટેવવશ' થયા કરવું તે નિર્હેતુક નથી.
હેતુની યાત્રા ચાલે છે શબ્દની માત્રા–એમાં

ક્ષણે ક્ષણે સ્વર-વ્યંજનનો રમણીય લટકો
એનો લાગી જાય કાનને ચટકો
જરાક અટકો –
ફટકો પ્રાસમાં આવ્યો.
ચાબૂકનો ફટકો
એને અન્ય એક આંખ મીંચકારીને કહેવાતા અર્થમાં પણ ફટકો.
ફેરીનો ફટકો
અને રંગરસિયા હવે આટલેથી અટકો જેવા પ્રાસ તો ઘણા ઊછળે છે
પણ ત્રાસ થવાથી યાત્રા આગળ ચાલે છે.
'ફાલે છે' એવું સૂઝયું, પણ શું ફાલે છે?
પ્રજા? ઘોંઘાટ? ઊધઈ? ઝાડ? દેડકાં? માળી? મચ્છર? ખચ્ચર?
ખચ્ચર તો ફાલી ન શકે.
ચાલી શકે, દોડી શકે, ઊભાં રહી શકે, બેસી જાય, પેસી જાય –
ક્યાં? મનમાં અને એના અફાટ વનમાં
મનના વનમાં ખચ્ચરો બોજા સાથે ધીમે ધીમે કે ઝડપથી
ચાલી રહ્યાં છે કે દોડી રહ્યાં છે અથવા બેસી રહ્યાં છે કે બેસી પડયાં છે.
ખચ્ચર? ચાલો તરત કહો શેનાં ખચ્ચર?
ખચ્ચર શબ્દનાં–લાગણીનાં–વિચારનાં– ઇચ્છાનાં–વાસનાનાં– ઇઝમ્સનાં–
ઇસ્થેટિક્સનાં– સ્મૃતિનાં– વિસ્મૃતિનાં– કૃતિનાં– વિકૃતિનાં– સંસ્કૃતિનાં–
ગતિનાં– સતીનાં– પતિનાં– જતિનાં– મતિનાં– રતિનાં– વિરતિનાં–
ખચ્ચર
મનનાં અફાટ વનમાં...
મનનાં જ શા માટે? તનનાં નહીં?
નસેનસમાં, રકતમાં, રકતના કોષેકોષમાં, મગજના તંતુએ તંતુમાં,
રજોશુક્રમાં માતાપિતા દ્વારા સંતતિમાં–
સતત સરકી રહ્યાં છે ખચ્ચરો.
ક્યાં પહોંચવાનું છે? ખબર નથી. બસ ચાલી રહ્યાં છે

આ અત્યારે જેમ ચાલી રહ્યા છે કાગળ પર શબ્દો
એક પછી એક તેમ ચાલી રહ્યાં છે ખીચોખીચ ખચ્ચરો
નપુંસક.
હવે આમ રમતાં રમતાં કશે અર્થ ઘૂસી ગયો હોય તો તે જેમ –
'મૂળસોતું મન' એ એક અનભિપ્રેત ગરબડ હતી
જો કે તેથી જ રોમાંચક હતી.'
તેમ અહીં આ ખચ્ચરવાદ – ખચ્ચરવાદ જે કંઇ ચાલ્યો
કે ફાલ્યો
અને એમાં આ નપુંસક લેખિનીપ્રયોગ મ્હાલ્યો
તે અનભિપ્રેત હતું, અનપેક્ષિત હતું.
એ આમ આવ્યું કૂવામાંથી જેમ અવાડામાં આવે તેમ
પણ એને બહાર કાઢવાનું પણ અભિપ્રેત નહોતું.
મૂળસોતું છતાં જે આવ્યું ખણ્ દેતું એ રોમાંચક છે.
રોજ અસંખ્ય બૂટોને પૉલિશ કરનારો બૂટની ચમક જોઈને ચકિત થતો હશે
પણ જવા દો —

ગાત્ર છું એટલે ગળું છું.
પાત્ર છું એટલે ઢળું છું.
માત્ર છું એટલે મળું છું.
ફળ છું એટલે ફળું છું.

ખરેખર તો આ છેલ્લી પંક્તિઓના આધારે —
આમ થોડી ક્ષણો પસાર થઈ ગઇ;
એટલે કંટાળો નથી આવતો
ગળ્યો ગળ્યો શીરો નથી ભાવતો.

આમ એક પછી બીજી ક્ષણ સુધી પહોંચી જવાનું, કાલચક્રના ક્રમમાં
અને ક્ષણોનો અંત નથી
અને હું કંઈ સંત નથી કે નથી પંત
આશ્રવશ છું માત્ર જંત

પણ કંઈ કશી ચંત નથી
કે નથી આ માત્રાઓનો કાચો તંત તૂટી જાય
કે પુગ્ગાની જેમ ફૂટી જાય.
એમાંની નિરવધિ શક્યતાઓ ખૂલતી જાય છે
શાખા – પ્રશાખા ઝૂલતી જાય છે
અને આ આપણી ડાગળી ફૂલતી જાય છે
પણ એમ કંઇ કશું અભિપ્રેત નથી આપણને
કે નથી એમ કશા અનૌચિત્ય - કૌનૌચિત્યની પડી.
આપણે તો ગાડીકડી–
પછાડી, અને જે ભડાકો થયો .... ,
પણ એમાંય ભડાકાની અપેક્ષા છે
આ તો એનાથીયે વધુ રોમાંચક યાત્રા છે
માત્રાઓની–
અંતહીન.
'ખંતથી ખેડી રહ્યો છું' એમ લખાઈ ગયું
પણ લખવું જોઈએ : 'ખેડાઈ રહી છે' —
અપ્રમત્ત યાત્રા, માત્રાઓની, અંતહીન.
'છેડાઇ રહ્યો છું સિતારની જેમ' એમ સૂઝયું
પણ કોણ છેડનાર?
કેમકે સિતારિસ્ટ સિતાર વગાડતો નથી એનાથી સિતાર વગાડાઈ રહી છે.
જમનાદાસ જશોદાને જગાડતા નથી
પણ જમનાદાસથી જશોદા જગાડાઇ રહી છે.
અર્થાત્ છરી - ચપ્પુ - હાથો - હથોડી;
પણ ક્યાં છે હાથ?
હાથીભાઇ ચાલી શકતા નથી
લીમડાભાઇ ફાલી શકતા નથી.
જમના નદી જેમ અટકી શકતી નથી કે દોડી શકતી નથી.

અથવા સુકાઈ શકતી નથી કે બે કાંઠે છલોછલ થઈ શકતી નથી.
એટલે જમના દોડે છે. જમના છલકાય છે.
જમના જાગી, ભેંશ ભાગી
આ બધા પ્રયોગોમાં ક્રિયાપદનાં ચક્રો ચાલતાં નથી.
જેમ કોઈ ચક્ર ચાલી શકતું નથી તેમ.
તો હવે એનું શું? આ ફસાયા છીએ તેનું?
અને કોઈ ફસાવનાર જ નથી તેનું?
કર્તાનો સર્વથા છેદ છે
અને તેથી જ મને અતિશય ખેદ છે
કે હું એક નિર્દોષ, ચોખ્ખું વાક્ય કે પંક્તિ લખી કે બોલી શકતો નથી.
અને છતાં આ કાવ્ય-બાવ્યના ચકકરમાં આમ ગોળ ગોળ ભમવાનું.
અને પાછું એ આમ ગમવાનું
ટેવવશ.
હવે આમાં શું સર્જન અને શું વિસર્જન
મિંયા: ગામ કર્જન–
લખાઈ ગયું તો ય શું? અને કારેલીનું કડવું શાક ચખાઈ ગયું તો ય શું?
અને ભૂલથી આ કૂંચી વગરનું તાળું વસાઈ ગયું તો ય શું?
અર્થાત્ અમુક સામગ્રી છે. અમુક સામગ્રીનું અમુક પરિણામ છે.
આમાં આપણું કશું જ ચાલે તેમ નથી.
આપણે જ ચાલી શકતા નથી.
ચાલવાની 'ઇચ્છા' જ આપણે ઉત્પન્ન કરી શકતા નથી.
એ તો, એટલે કે ઇચ્છા, થવી હોય તો થાય.
અને છતાં કેટલું બધું થાય છે મારું બેટું!
એક અમસ્તું ટેટું અપરિસંખ્યેય વટવૃક્ષોને સંગ્રહી બેઠું છે!
મથી શકીએ છીએ મન: જો ઇચ્છા થાય તો.
નહીં તો ખાવાનું છે, નાવાનું છે, ધોવાનું છે, રોવાનું છે, જોવાનું છે
પણ ખાવાની ઇચ્છા થાય તો થાય

નાવાની ઇચ્છા થાય તો થાય
ધોવાની ઇચ્છા થાય તો થાય
રોવાની ઇચ્છા થાય તો થાય–
અથવા ખબરે ન હોય ને રોવાઈ જાય, અચાનક.
ઇચ્છા થાય તો માણસ ગાય
કે નદીમાં જઈને નાય
અને ઇચ્છા ન થાય તો ન થાય.
ન થાય તો કંઇ ન કરે.
પડચો રે એમ જ મૂંગો મૂંગો
ઝાડની જેમ સુકાતો જાય, ખરતો જાય, ખખડતો જાય સૂનમૂન
અને એક દિવસ લથડી પડે ધબ્
અર્થાત્ રામનામ સત્ય છે.
તાત્પર્ય એ કે ઇચ્છાની મૂઠમાં આપણે જકડાયા છીએ
પૂરેપૂરા પકડાયા છીએ
સદંતર સપડાયા છીએ.
છેલ્લી પંક્તિ લખવાની ઇચ્છા થઈ એટલે લખાઈ.
અથવા મનમાં જન્મી પછી પરખાઈ
અને આમ કાગળ પર રખાઈ
તો પછી આ પંક્તિને મારી ઇચ્છા સાથે સંબંધ નથી.
એ તો આવી–
જેમ હું અને તું આવ્યા આ જગતમાં, ઇચ્છા વગર.
અને જવું પડશે આ જગત છોડીને, ઇચ્છા વગર.
'આવ્યા' ક્રિયાપદ ખોટું છે
ભાષાનું આ જ તો દુઃખ મોટું છે.
'જવું પડશે જગત છોડીને'– ક્યાં ?
મારો જન્મ : મારું મૃત્યુ.
મારો કોઈ નહીં કર્તા : મારો કોઈ નહીં હર્તા.
કર્તા-હર્તા હોય તો હેતુ હોય
ધૂમકેતુ હોય નીલાકાશમાં

મીનકેતુ હોય ચિદાકાશમાં
પણ માત્ર હોય, અને આપણને હોવાની ખબર પડે.
અર્થાત્ 'ભાન'
એક પછી એક આવતા શબ્દોની ગતિમાં સૌંદર્ય સર્જાતું જાય
અને કવિને અહો! અહો! થાય.
એના મગજમાં આનંદની પવન-લહરીઓ આછી આછી વાય
બસ આટલું જ.
પ્રકટ થયા પછી પરખાય છે જ્યાં પંક્તિ
ત્યાં શેની ક્રાન્તદૃષ્ટિ? 'દર્શક'ને દેખાય
જેમ મને આ કાગળમાં લખાતા જતા અક્ષરો એક પછી એક
દેખાતા જાય છે તેમ.
બસ આટલું જ
બાકી આ કળાનું ખખડજંતર છે બેઝિકલી ફ્રાટલું જ.
પ્રાસમાં ઊછળી આવે છે કાટલું જ.
પણ શેનું કાટલું? જોખવાનું?
કે શિયાળામાં શક્તિ માટે વાળીને ખાવાનું કાટલું?
સાચું કહું તો પૂર્વજોએ પકડાવેલું અથવા પકડાઈ ગયેલું
ફસડાઈ ગયું છે માટલું જ –
કવિતાનું.

પ્રેય ઢોળાઈ ગયું છે
ગેય રોળાઈ ગયું છે
શ્રેય–પેય કશું નથી હેય કે ઉપાદેય.
પડ્યું છે બધું કટકેકટકા થઈને નીચે –
શું કરું? અથવા શું કરીશ? અથવા શું થશે મારાથી?
બસ આમ આ દૃશ્ય ફ્રિજ થઈ ગયું છે.

પૂરું થવાનું નથી નાટક?
ખૂલવાનું નથી કોઈ ફાટક?
મારો જ પ્રેક્ષક મને અનિમેષ તાકીને સતાવી રહ્યો છે –
આ પરદા વિનાની રંગભૂમિ પર.



ગઝલ □ હનીફ સાહિલ

બંધ દરવાજાની ભીતર કોણ છે?
હું જો બાહર છું તો અંદર કોણ છે?

લાવ ચાખી જોઈએ ખારાશને
તું નદી છે તો સમંદર કોણ છે?

કે સમયની રેત પર લિપિ લખી
આ પવન પૂછે નિરક્ષર કોણ છે?

કોઈએ કંડારેલા પથ્થરને હું
રોજ પૂછું છું કે ઈશ્વર કોણ છે?

કોણ વરસાવે છે પ્રશ્નોની ઝડી
ને રહે છે જે અનુત્તર, કોણ છે?



ગઝલ □ બાબુ સુથાર

છે ઉદાસી ઊંટની ચારે તરફ,
રણ પછી બસ રણ મળે ચારે તરફ,
ઊંઘના દીવા બળે ને એ પછી
સ્વપ્નની ભીંતો જડે ચારે તરફ,
ભીંતની ઉપર લખેલું હોય છે
'છે,નથીની ભીંત છે ચારે તરફ,'
આ નગરના લોકોને પૂછી જુઓ
કોણ ચાલ્યું જાય છે ચારે તરફ,
ઓ દિશાઓ, આવજો મારા ભણી
આભ ઊગી જાય છે ચારે તરફ,

અક્ષરબક્ષર, કાગળબાગળ, શબ્દોબબ્દો;
પરપોટેબરપોટે ક્યાંથી દરિયોબરિયો ?

કલમબલમ ને ગઝલબઝલ સૌ અગડમ્બગડમ્;
અર્થબર્થ સૌ વ્યર્થ, ભાવ તો ડાબોબોબો.

માઈકબાઈક ને અચ્છાબચ્છા, તાળીબાળી;
ગો ટુ હેલ આ કીર્તિબીર્તિ મોભોબોભો.

ટ્રાફિકબ્રાફિક, હૉર્નબૉર્ન ને સિગ્નલબિગ્નલ;
ઈસુબિસુનાં ઘેટાંને પણ જડેબડે નહિ રસ્તોબસ્તો.

સૂરજબૂરજ ને કિરણબિરણ સૌ અટકાયતમાં;
ચકમકબકમકથી પડશે નહિ તડકોબડકો.

ચશ્માબશ્મા કાચબાચમાં તિરાડ ત્રણસો;
વાંકોચૂંકો, ભાંગ્યોતૂટ્યો ચહેરોબહેરો.

શ્વાસબાસમાં વાસ ભૂંજાતા માંસની આવે;
સમયબમયનો ખાધોબાધો ફટકોબટકો.



તારાથી દૂર હું હવે ફરતો નથી હવે,
ઘરની હું આસપાસ નીકળતો નથી હવે.

તુજને મળું હું ભીડમાં એ શક્ય પણ નથી
રસ્તાની વચ્ચે કોઈને મળતો નથી હવે.

છૂટો ફરું છું ગામમાં મારાથી દૂર હું,
અમથો તો આમતોય ગુજરતો નથી હવે.

પૂછું છું પ્રશ્ન લાખ સમજવા હું એમને,
ખુદને જ ઘણી વાર સમજતો નથી હવે.

એ યાદ પણ નથી કે હવાઓનું શું થયું ?
બળતો હતો જે દીપ એ બળતો નથી હવે.

અંધારનાં પીંછાંઓ ખરે એક ઓરડે,
ભીનો અવાજ મીણનો ગળતો નથી હવે

કોઈ ચઢાવે ફૂલ બે આવી મજાર પર
જોકે હું યાદ એમને કરતો નથી હવે!

ગઝલ □ હરીશ મીનાશ્રુ

ફૂંક મારીને હું તકદીર ઉડાડીને જોયો
અસંખ્ય ઈશ્વરોની આંખ ઉઘાડીને જોયો

નરી આંખે તમે જેને કદી ન જોઈ શક્યા
હું મારી ધારણામાં છિદ્ર કૈં પાડીને જોયો

રમતરમતમાં કેટલાં રહસ્ય ખોલ્યાં મેં
સમયની બંધ મુઠ્ઠીઓને ઉઘાડીને જોયો

મરણની કલ્પના ફગાવી દીધી અધ્ધર મેં
હું એટલે તો આમ ચપટી વગાડીને જોયો

હજી વૈતાળ-પચ્ચીસી સુણાવે કોઈ મને
મડાની જેમ હું ખુદને જ ઉપાડીને જોયો

કબૂલ કરું છું આખરે હું આંખ લૂછીને
કે લોહીમાંથી એક શબ્દ ઉખાડીને જોયો

□

વીસમું પૂરું થતાં □ વિનોદ જોશી

વીસ વીસ યુગોયુગોથી છું રઝળતું રણ
ભળ્યે જ જાય છે હજી શ્વાસોના રેત-કણ

દીવાલ સ્તબ્ધ થઈ છબીની વાત સાંભળે
ને ફ્રેમને થઈ પડ્યું હોંકારનું રટણ

મળી શકત હથેળી કો' ઋજુ હથેળીને
આ ભાગ્યરેખાઓ ન બની હોત જો કઠણ

ચોમેર શુષ્કતાનાં તણખલાંઓ ભડભડે
લઈ જવું હવે ક્યાં હાડપિંજરોનું ધણ ?

વિનોદ, વ્યર્થ વીસમું ગોફણથી વીંઝ્યું તેં
ખેતરમાં મોલ છે નહીં, ન પંખી એક પણ !

છેલ્લી ક્ષણ ☐ પન્ના નાયક

કોઈ માને
પોતાનાં સંતાન પ્રત્યે
ક્યારેક અભાવ ઉત્પન્ન થતો હશે ખરો ?
તો કેમ આજે
મને મારાં કાવ્યો પ્રત્યે
નરી ઉદાસીનતા છવાઈ ગઈ છે ?
મારે નથી કરવી
હવે શબ્દકથા
અને પ્રયોજવા
અર્થ નવા નવા !
અભાવના તાણાવાણાની
ચાદર ઓઢી
મારે તો જવું છે પોઢી
હવે તો છેક ધરતીમાં-
કદાચ જીવનને સમજવા
એ છેલ્લી ક્ષણ જ
કામ આવતી હશે....!

## એક રાત ☐ નલિન પંડ્યા

પાનખર જેવા મારા રસ્તાઓ
અંધકારમાં ખરતા જાય છે
બધા જ સાથીઓનો
નસીબનામી વહાણમાંથી વિનાશ થયો છે.
સૂરજ દરિયામાં ડૂબી ગયો
તે સાથે કાચનું ઘર ફૂટી ગયું.
ઠૂંઠી ડાળીઓવાળું વૃક્ષ
કોઈ સંકેત નથી કરતું,
રોબિન્સન ક્રુઝોની જેમ
નિર્જન ટાપુ પર આવી જોતાં
રાત અંધકારની ઈંટોથી
ચણાતી જાય છે.



## આત્મહત્યા ☐ નારાયણ જોશી

જ્યારે
કોઇ વૃદ્ધ માતાને
યુવાન પુત્રના
શબ પાસે બેસી
ક્રૂર આક્રંદ કરતી જોઉં છું
ત્યારે........
થાય છે કે: લાવને હું જ જીવતો ઊભો થઈ જાઉં શબમાંથી.

ફૂલ ફૂલ વેલને ઝૂમખેથી જૂઈનું
ફરફરતું ફૂલ મેં લીધું;
મ્હેકું હું સ્હેજ હજી, કોણે ત્યાં મનને
પાછું ઉદ્દાસ કરી દીધું !

આમ તો ન પાસ કોઈ પડછાયો, દૂરને
આછે ઉજાસ નહીં ઓળો;
આવું તો હમણાંનું ફરી ફરી થાય, કે
ઊડું ત્યાં આવતો ઝોળો;
આસવનું બુંદ હોઠ ચડતું, ત્યાં જોઉં છું;
પ્યાલું અજંપાનું પીધું !

રાત કાલ ઓશીકે નીંદરને ઢૂંઢતાં
બ્હારનો પવન ઝર્યો ભીનો;
શમણાંની પાંખ અડી કૂણી, છતાંય કાં
છાતીએ ભાર ઢળ્યો ઝીણો ?
વેળ કંઈ મીઠી જે ગાળી, એ ઘૂંટે સૌ;
મેં શું એકે જ જુદું કીધું ?

હમણાં આ વાદળમાં સૂરજના ઘૂઘરા
રણઝણશે, એ ય હું જાણું;
નમણાં આ જૂઈનાં ફૂલો પણ હેતનાં
ગણગણશે ગાન, એ જાણું;
જાણું ના : એવી તે રીસ કઈ, થતું કે
મારું ના કહેણ કોઈ સીધું !

ગઝલ □ બરકત વીરાણી

ખબર તો પડશે– જઈએ ચાલ સૌ પાસે જખમ લઈને,
ઊભા છે કોણ દુનિયામાં નમક લઈને, મલમ લઈને!
ભલા આ બોજ મારો ઊંચકે કોઈ બીજા ક્યાંથી?
ફરું છું હું જ ખુદ માથે બીજાનાં દર્દ-ગમ લઈને.
વિધાતા, હાથમાં મારા આ રેખા કે તિરાડો છે?
જીવું છું કેમ દુનિયામાં હું ફૂટેલાં કરમ લઈને?
અજાણી વાટે એક કરતાં ભલા બે– એમ સમજીને,
હું નીકળ્યો છું ખુદાની શોધમાં સાથે સનમ લઈને.
હસીને આવકાર્યો તેં, હસીને તેં વિદાય આપી;
હું આવ્યો; તો ભરમ લઈને, હું જાઉં છું ભરમ લઈને.
મળે સાચો કોઈ દાતાર તો એને જ આપી દઉં,
હું ભટકું ક્યાં સુધી આ માગનારાની શરમ લઈને?
જઈશ હું સ્વર્ગમાં તો સૌ જીવોને એ જ કહેવાનો,
કે દુનિયામાં ન જાશો કોઈ માનવનો જનમ લઈને,
કલમને વેચી દેવાનો ય આવે છે વખત બેફામ,
બહુ કપરું છે જીવન જીવવું કરમાં કલમ લઈને,



બા અને આંસુ □ રમેશ જોશી

જિંદગી પણ કેવી કમાલ છે!
પહેલાં –
આંસું આવતાં ત્યારે
બા યાદ આવતી

ને આજે –
બા યાદ આવે છે
ને –
આંસું આવી જાય છે.

□ ગઝલ. □ રવીન્દ્ર પારેખ

ખેતર વચ્ચે ચાલ્યો કૂણું કૂંડું પાડી,
લીલા શ્વાસે ચાલ્યો હું તો છીંડું પાડી.

આરસીઆ ચ્હેરાને ઢાળ્યાં ખીમાં વચ્ચે,
કોણ ગયું ત્યાં બળતા મીણને ઠંડું પાડી?

પળ વત્તા પળ પળ વત્તા પળ પળ વત્તા પળ,
સરવાળે સરવાળે ચાલ્યો મીંડું પાડી.

લોહીમાં મારા ઇચ્છા બાંધે રોજ તણખલું,
માળામાંથી ચાલ્યો હું તો ઈંડું પાડી.

ફફડતાં પડછાયા જાળા પરથી તૂટે,
તીણી ચીસો છટકે ઘારું ઊંડું પાડી.

દોણીમાનું ધૂમાતું થર ચકલે ફૂટે,
ઠોકર ચાલે જાણે તુલસી કૂંડું પાડી.
□

અહીં □ શ્યામ સાધુ

ઇચ્છાઓ જ્યારે સૂર્ય સમી ઝળહળી અહીં
ચારે તરફથી શૂન્યતા ઘેરી વળી અહીં.

એક એક શક્યતાઓ ફરી તપાસજો,
ઘટનાઓ કૈંક વાર અચાનક બળી અહીં

પત્તાંનાં ઘર સમું જ સમયનું નગર હતું
એકાદ પળમાં આખી ઇમારત ઢળી અહીં.

સંભવને માર્ગ નક્કી અનુભવ ભૂલા પડ્યા,
કૈંક કેટલીય ધારણા ટોળે વળી અહીં.

ફિલહાલ કોઈ જીવવાનો અર્થ ક્યાં હતો,
ઊંચકી-મૂકી દો શ્વાસ, સજાઓ મળી અહીં.

એક ઝાડ ☐ ઉમાશંકર જોશી

મારા બારણા સામે એક ઝાડ સુકાઈ રહ્યું છે,
હું ચિત્રકાર નથી એનો અફસોસ મને આટલો કદી ન હતો.
નર્યું રેખાઓનું માળખું છે એ.

એને ચરણે ઊભીને એને જોઉં છું.
પીધું, લીધું, દીધું તે બધુંય ખંખેરીને ઊભું હો!

અટારીએથી રાત્રીઓના આછાઘેરા ઉજાસમાં ઝાંખી લઉં છું
વ્યક્તિત્વની ભિન્ન ભિન્ન અદાઓ એની:
મૌન ગૌરવ, બરછટ શુષ્કતા, મમતા આ ધરતીની........
શાખાબાહુઓ વચ્ચે એણે છાતી સરસું ઝાલી રાખ્યું છે જાણે
મૃત્યુફળ.

☐

कश्चिद् तरुः ☐ अनु : जशवंती दवे

शुष्यति कश्चिद् तरुः मम प्रांगणे,
नाऽहं चित्रकारः इति मे कदापि नाभूद् ईदृशः परितापः ।
स तु रेखाणां संघातमात्रमेव ।

मूलात् तमहं प्रेक्षे
पीतं, दत्तं, आदत्तं, विसृज्य सर्वमेव तिष्ठति ।

रजन्याः मन्दीभूते प्रकाशे अवलोकये वातायनात्
तस्य व्यक्तिभावस्य विविधरुपाणिः
निःशब्दगौरवं, कर्कशशुष्कता, वसुधानुरागः ।
शाखावाहुभिः वक्षसि तेन सुगृहीतमिव
मृत्युफलम् ।

ભૂલકાની જેમ ☐ રોડ મેક્કુએન ☐ કિશન કોટિચા

(અમેરિકન કવિતા)

એક ભૂલકા જેમ
બેસી રહ્યો આ મમરાળુ તડકામાં
એક ભૂલકા જેમ
અને રમતો રહ્યો
આ સરી જતા સમયથી.

ગમગીની જેણે કદી જાણી નો'તી
એવા ભૂલકા જેમ
કાલ માટે મેં દોટ ન મૂકી
માત્ર આકાશે મીટ માંડી રહ્યો.

ત્યારે વાદળાંઓ વહેતાં રહ્યાં અનંત ભણી
ઘરભણી આ લાંબી વાટે કહેતાં' તાં
વાદળો બધાં

યૌવન ચિરંજીવ છે
પણ ગુલાબ એટલું ઊગતું નથી.
ભૂલકાની જેમ
અશબ્દમાં હું સાંભળીશ
દિવસ ને નાથતાં
સમી સાંજનાં હળવાં પગલાં;
તમે હતાં ત્યાં સુધી
આ ટોળે મળતાં અંધકારમાં
આપણે જાણ્યું
આપણાં બધાં લીલાંકુંજાર વર્ષો ખરી પડ્યાં

હવે વાદળાંઓ વહી જશે હંમેશ માટે
થોડી ઘડી અહીં પછી લુપ્ત હંમેશ માટે

અને અસંભવને પેલે પાર ઊભેલ ભૂલકાએ
સમય દરવાજો બંધ કરે તે પહેલાં
દોડવું જ રહ્યું.

તો પછી —

પકડી લો હાથ મારો
અને ભૂલકાની જેમ આપણે જાશું
આ ઘૂઘવતા ટોળામાંથી
એ...કે.. લા અ...ટૂ...લા
પકડી લો હાથ મારો અને સંગાથે શોધશું
આપણે
ભૂલકાની જેમ
નાનાં ખોવાયેલ વાદળાંઓ.



ગઝલ □ અમૃત ઘાયલ

શબ્દની આરપાર જીવ્યો છું;
હું બહુ ધારદાર જીવ્યો છું.

સામે પૂરે ધરાર જીવ્યો છું,
વિષ મહીં નિર્વિકાર જીવ્યો છું.

ખૂબ અંદર બહાર જીવ્યો છું,
ઘૂંટેઘૂંટે ચિકાર જીવ્યો છું.

મધ્યમાં જીવવું જ ના ફાવ્યું,
હું સદા બારોબાર જીવ્યો છું.

મંદ ક્યારેય થઈ ન મારી ગતિ,
આમ બસ માર માર જીવ્યો છું.

આભની પેઠે વિસ્તર્યો છું સતત,
અબ્ધિ પેઠે અપાર જીવ્યો છું.

બાગ તો બાગ સૂર્યની પેઠે,
આગમાં પુરબહાર જીવ્યો છું.

હુંય વરસ્યો છું ખૂબ જીવનમાં,
હુંય બહુ ધોધમાર જીવ્યો છું.

આમ ઘાયલ છું અદનો શાયર પણ
સર્વથા શાનદાર જીવ્યો છું.

મેં tropical છોડને જડમૂળથી ઊખેડી
અહીં પરાઈ શીતલ ભૂમિમાં
રોપી તો દીધો
અને એ છોડે જીવવાનો નિર્ધાર પણ કરી લીધો.
છતાં
અહીં જ્યારે વસંત ચેરી બ્લોસમ્સથી રંગાઈ જાય છે ત્યારે
મારું મન કેસૂડે મોહે છે
ગ્રીષ્મના ગુલાબ ધરા પોતાના બિસ્તર બિછાવી દે છે ત્યારે
હું ગુલમહોરની યાદથી આંખ લાલ કરીને રોઉં છું....
અહીં બારે માસ વરસાદ પડે છે તો ય
ત્યાંના જેવી વર્ષાઋતુની મઘમઘતી સોડમ
ક્યારે ય શરીરે ચોંટતી નથી!
અષાઢનો શબ્દ જ અહીં નથી ને!
અહીં બધું જ છે
છતાં કંઇ જ નથી.

હું homesick થઈ ગઈ છું.
થાય છે
બધું ઉઠાવીને ઘેર જાઉં
પણ....
હવે મારું ઘર ક્યાં?

ગઝલ □ બરકત વીરાણી

તબીબો પાસથી હું નીકળ્યો દિલની દવા લઈને,
જગત સામે જ ઊભેલું હતું દર્દો નવાં લઈને,
હવે તો હું બીજાઓને ય એ નજરે નિહાળું છું,
પધાર્યા હો તમે ખુદ રૂપ જાણે જૂજવાં લઈને.
તરસને કારણે નહોતી રહી તાકાત ચરણોમાં,
નહીં તો હું નાસી જાત રણથી ઝાંઝવાં લઈને.
જમાનાની હવા માફક મને આવી નહીં, એથી
જીવ્યો છું હું મગજમાં મારી પોતાની હવા લઈને.
નથી બેફામ હું કોઈ સિકંદર, હું તો શાયર છું;
જગતથી જઈશ હું તો ચાહકોની વાહ વાહ લઈને



હવા □ શ્રીકાંત વર્મા □ નિરંજના સટ્ટાવાલા

(હિંદી કવિતા)

ઘોડેસવાર ઘોડા ઉપર નહીં, હવા પર
સવાર છે—
હવા કંઈ ખાતી નથી, કાંઈ નથી
પીતી,
કાંઇ માગતી નથી.
હવા ઘોડાથી વધારે ઝડપથી ચાલે છે,
હવા ક્યાંય રોકાતી નથી,
હવા વચ્ચે વચ્ચે
ઘોડાની જેમ હણહણે છે.

પ્રેમ □ સમર સેન □ ઉત્પલ ભાયાણી

(બંગાળી કવિતા)

મારા લોહીના લયમાં છે
સાપના ઝેર જેવી
તારા માટેની મારી ઝંખના.

એક વિચિત્ર પીળો ચાંદ આકાશમાં
અચાનક ઊપસી આવે છે.
બેચેન વસંત વૃક્ષોનાં પર્ણોમાં થથરે છે.
લાલ પથ્થરિયો રસ્તો

અંધારામાં પડી રહ્યો છે
આળસુ સ્વપ્ન જેવો.

રાત અને દિવસ, દિવસ અને રાત
મારા લોહીના લયમાં
સાપના ઝેરની જેમ વહે છે.
તારા માટેની મારી ઝંખના.

□

ક્યાંય પણ તું જા □ સમર સેન □ ઉત્પલ ભાયાણી

(બંગાળી કવિતા)

ક્યાંય પણ તું જા
કોઈક અવાક ક્ષણની
નીરવતામાં
તું સાંભળીશ
ગમગીન બેચેન પગલાં
મૃત્યુનાં.
અને તું ક્યાં જઈશ

– મારા વિના ?
– કારણ
ક્યાંય પણ તું જા
– ગગનની
– શાશ્વત શૂન્યતામાંથી
– જ્યુપીટરની તીક્ષ્ણ નજર
– ઠરશે
– લીડાનાં કુંવારાં સ્તનો પર.

## સૂર્યની સ્વગતોક્તિ □ ભાનુપ્રસાદ પંડ્યા

યુગોથી સળગ્યા કરું
નથી થઇ જવાતું
ચપટીક, સુંવાળી શીળી
સમીરના શ્વાસ જેવી
ઊડતી રાખ!
મારી સામે મીટ માંડીને ય
ન જુએ કોઈ આંખ.
સળગ્યા કરું...
(સજા થઈ છે મને!)
નથી આવતી કને
શીતાએ લીધા
યુગોના અબોલા.
શતસહસ્ર કરથી
સ્રોવર-સરિતા ગૂંથી રહેતી
ષોડશી તનયા ભીનલ
નેહ વરસાવી જોયા કરે ભૂતલ.
સ્હેજ આવતી હોય મુજ પાસ
તો ઠરે આ ભડભડતા નિશ્વાસ,
ખભાપર ગ્રહમંડળનો ભાર
લઈ ઘૂમ્યા કરું અનંત વિસ્તાર!
આટલા મોટા પરિવારથીયે
જીરવ્યે જવી ઉપેક્ષા?
શું છે ભઈ ગુલાબી સવાર
ને સંધ્યાની શાન?
અહીં તો અકેલો બળે મધ્યાહ્ન!
મારે ય આંજવી છે આંખમાં અમાસ,
જોવી છે તારલિયાની ભાત,
સાંભળવી ચૂપચાપ
નિશિગંધાની વાત,
થોડું અંધારું આલશો?



## અંધારામાં □ સૉન્યા પટવા

કોઈ કોઈ વાર
બિડાઈ ગયેલી પાંપણોની નીચેથી
ધીમે રહીને સરકી જતું
એક આંસુ
અને
તું....

હાથી ☐ ચિનુ મોદી

હાથી તો વેચાતો કોણ લે?
સ્કાયસ્ક્રેપર બિલ્ડિંગ આપવું છે, બોલ?
તું કહેતો હોય તો
પીઠ વગરનો આ વાયુવેગી અશ્વ વેચાતો
લઈ લઉં
તું કહેતો હોય તો
બ્રેક વગરની જિપકાર ખરીદું
પણ, હાથી?
દરવાજામાં બાકોરું પાડવાની યુદ્ધપ્રધાને
ના કહી હોય અને હું હાથી લઈ શું કરું?
રિસિવર વગરનો ફોન કબૂલ
સપનાં વગરની ઊંઘ કબૂલ
કાબૂલનું રણ કબૂલ
પણ, હાથી?
જીવતો રાખવાની શરત ન કરતો હોય
તો આપી જા ને
લાખ રૂપૈયા રોકડા ગણી દઉં
પૈસા એ પ્રોબ્લેમ નથી
અને અંબાડી તો દીવાનખંડમાં
ઍન્ટિકપીસ તરીકે મૂકીશ
ચિંતા શું કરે છે?
ચુડગરને ય નહીં વેચું દાંત
ચિંતા શું કરે છે?
પણી મને ખબર છે મહાવત,
વખાનો માર્યો તું હાથી વેચવા નીકળ્યો છે
પણ, એમાં હું શું કરું?

નળમાં પાણી જ ન આવે તોય
હું શું કામ નળ ઉઘાડો રાખું ?
પ્રસારણનો સમય પૂરો થયા પછીય
હું શું કામ રેડિયોની સ્વીચ ઓન રાખું ?
મહાવત, મહાવત
હાથીને જીવતો રાખવાની શરત છોડી દે
અને—
પણ, મને ખબર છે મહાવત !
મારી સાથે સંબંધાયેલા
કોઈ પણ જેવો
તું પણ ક્રૂર છે.
લે, આ લાખ રૂપૈયા
તારો હાથી નહીં મારું, જા—



આનંદી મૃતદેહ □ ચાર્લસ્ બોદલેર □ રાજેન્દ્રસિંહ જાડેજા

અત્યંત ફળદ્રુપ, જીવડાંથી ખદબદતી જમીનમાં
મારા માટે ઊંડી કબર ખોદી રાખીશ :
જ્યાં હું સૂઈ શકું, જમીનમાં હાડપિંજર પથરાયલું;
પાણીના મોજામાં રહેલી શાર્કના જેવો અભાન.

કબરને તો હું ધિક્કારું છું, અને મૃત્યુલેખોને પણ
દયાની યાચના કરવાને બદલે તો
હું કાગડાઓને નિમંત્રણ આપું છું કે
આ શરીરના ટુકડેટુકડાનો આનંદ માણે.

હે જંતુઓ! આંખ – કાન – વિહોણા મિત્રો,
આ આનંદી અને ભયમુક્ત દેહને આવકારો!
હે સડામાંથી જન્મ પામેલાં જીવો,
મૃતશૈયામાંના મારા દેહ પ્રત્યે નિઃસ્પૃહ રહીને
પણ એ બતાવો કે આત્માહીન આ દેહને પણ
દુઃખો હજી વધુ રહ્યાં કૈં સહન કરવાનાં ?

# કોને ઘેર □ ચિનુ મોદી

મને શું પૂછે છે કે તડકો પહેરીને
અમે કોને ઘેર ગ્યાં ' તાં ?
પાણી ન્હેરીને અમે કોને ઘેર ગ્યાં' તાં ?
હું તો સ્વ-સ્થાને-માળામાં પરોવેલા
મણકા જેવું હરુંફરું.
મને ક્યાંથી જાણ હોય કે
ચાંદો ચોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં
ખીલો છોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં ?
ડર પામી જવાય એટલો
હું ડઘાયેલો છું. તાણી બાંધેલા તંબુ
જેટલો ખોડાયેલો છું અને તમારી સાથે જોડાયેલો છું.
જંગલને જેમ ઝાડ છે
પાણાને જેમ પ્હાડ છે
અમસ્તો. આમ તો અમસ્તો
પણ, દરિયા વચ્ચે બેટ, બેટ હોઈ શકે.
હોઈ શકે
આકાશમાં હાથી હોઈ શકે
વાદળના હોઈ શકે.
જન્મમૃત્યુ વગરનાં ફૂલ
હોઈ શકે,
કાગળનાં હોઈ શકે.
પણ, એથી તમને ઓછું પુછાય કે,
આંખો ઓઢીને તમે કોને ઘેર ગ્યાં'તા ?

## તડકો ☐ પન્ના નાયક

પાંચ વાગ્યાના Traffic Jam ને
કાનમાંથી ખોતરતી ખોતરતી
સાંજે નદીકિનારે ફરવા જાઉં છું-
મારો દૈનિક કાર્યક્રમ!
એકાદ વૃક્ષ નીચે બેસવા જાઉં છું ત્યાં
શરમથી કે કેમ
આખો દિન લાંબીટૂંકી દોટ મૂકતો તડકો
કોઈ ડાળી પાછળ સંતાઈ જાય છે.
હું બેસીને પુસ્તક ખોલું છું
ત્યાં જ
મઝાની ખલેલ પાડે છે
સળીસળીને લીલીલીલી વાતો કરતું ઘાસ-
આખો દિવસ શું બનેલું એ બધું કહી સંભળાવે છે....
તેમાં ય ખાસ તો
પેલું પતંગિયું એની સાથે વાત કરવા આવેલું ત્યારે
પોતે કેવો ડોલવાનો ડોળ કરેલો એ વાત કરે છે
પસાર થતો પવન એ વાતમાં સાક્ષી પૂરે છે
અને બન્ને જણ ખડખડાટ હસી પડે છે
મારો તો થાક ઊતરી જાય છે....
તડકો સૌની વિદાય લે છે
પણ હૂંફ આપતો મને
ક્યાંક લપેટીને લઈ જાય છે
જ્યાં મારે જવું હતું.......

તારી બારીએ ચોકઠું કર્યું છે ☐ દિલીપ ચિત્રે ☐ જયા મહેતા

(મરાઠી કવિતા)

તારી બારીએ ચોકઠું કર્યું છે
એક ભૂરા ભૂરા શાંત સમુદ્રને
અને જયારે તે ફીણફીણ થાય છે....ઊછળે છે
ત્યારે તારો જાળીદાર પડદો જરાક જ ફડફડે છે.

બહુરંગી સંધ્યાસમયે તડકાનાં ટપકાંથી
આપમેળે શૃંગારાયેલી તારી ઉત્કંઠા
મને દેખાય છે. મારી આંખોને દેખાય છે
ચોકઠાને ન સહેનારો સમુદ્ર. ખૂબ દૂર દૂર....

☐

સયુજા સખા... ☐ જયા મહેતા

ઝાકળના બિંદુ પર સૂર્યની આંગળીઓ ફરી વળી.
મઝધારે જ મોજું ફીણફીણ થઈ વેરાઈ ગયું.
જાસૂદની લાલચટાક કળીને કાગડાએ ટોચી નાખી.
મારી ભીતર ફૂટું ફૂટું થતો એક શબ્દ થીજી ગયો.

☐

પંખી ઊડ્યું.... આકાશ સભર સભર
માછલી તરી.... દરિયો સભર સભર
ફૂલ ખીલ્યું.... વૃક્ષ સભર સભર
શબ્દ સ્ફૂર્યો.... ભાષા સભર સભર.

## બે ગીતો □ નજરુલ ઈસ્લામ □ અનુ. ભોગાભાઈ પટેલ

(નજરુલ વિદ્રોહી કવિ છે, પણ પ્રચંડ આવેગ અને આવેશભરી અગ્નિજ્વાળાનો અનુભવ કરાવતી રચનાઓ સાથે લઘુ હૃદયસ્પંદનો વ્યક્ત કરતી મૃદુ લહરની કલકલ જેવાં અનેક ગીતો પણ લખ્યાં છે. મુખ્યત્વે તેમનું વિદ્રોહી રૂપ પરિચિત છે, અહીં આપેલાં બે ગીતોમાં તેમનું અન્ય રૂપ છે.)

૧

મારી ભરનીંદ મહીં આવ્યો મનોહર
નમો નમઃ, નમો નમઃ, નમો નમઃ
શ્રાવણના મેઘે નાચે છે રે નટવર
રૂમઝૂમ, રૂમઝૂમ, રૂમઝૂમ.

ઓશીકે બેસીને ચુપચાપ ચૂમ્યાં તેં નયન
મારું ખીલી ઊઠ્યું રોમાંચથી તન
કદંબ કુસુમસમ, નિરુપમ, મનોરમ.

ફૂલ જે મેં હતાં બધાં મારા ફૂલવને
ભરી છાબ ધરી દીધ દેવતાને પાય.
ફૂલો તે ના લીધ હાય, કશા રે તવ વિભ્રમે
લઈ લીધ ગજરાનું ફૂલ મુજ ખોલી કેશ-પાશ.

કોણ જાણે કહ્યું શું મેં સપનામાં, ને ગયો તું ચાલી
રોઈ પુકારું દેવતા મારા, અવ હું જાગી—
પ્રિયતમ, પ્રિયતમ, પ્રિયતમ.

૨

કોઈ ભૂલે ને કોઈ ભૂલે ના વીત્યા દિનની વાત,
કોઈ તો રડે દુઃખને, ને કોઈ દુઃખનું ગાયે ગાન.

કોઈને શીતળ મેઘમાં દેખાય આગની ઊની ઝાળ
કોઈ તો ખીલવે ફૂલડે એનો ઊજડેલો ઉદ્યાન.

કમળનાળમાં કોઈને દેખાય કાંટો, ને કોઈને કમળ,
કચડે કોમળ ફૂલને કોઈ તો, કોઈ ગૂંથે તેની માળ.

કોઈ પેટાવે દીવડીયે ના, (ભલે) દુઃખની લાંબી રાત,
કોઈ ખોલીને ઘરનું દુવાર, જુએ ચાંદલિયાની વાટ.



કવિ નજરુલ ઇસ્લામ

સાત ભવના સાથીદારો: બંગાળના સુપ્રસિદ્ધ ક્રાંતિકારી કવિ 'નજરુલ ઈસ્લામ'ની ફિલ્મ્સ ડિવિઝનની દસ્તાવેજી ફિલ્મનું એક દૃશ્ય: શૂન્યમનસ્ક અથવા સાંપ્રત જગતથી અન્યમનસ્ક થઈ ગયેલા કવિ નજરુલને, તેમનાં પત્ની પ્રમીલા પોતે પક્ષાઘાતથી પીડાતાં હોવા છતાં ખાટલે સૂતાં સૂતાં પણ કોળિયા ભરાવે છે.

## જે હશે તે...

સદીઓ પૂર્વે અહીં દરિયો હશે.
કાંઠે હશે નગર
દરિયામાં કે નગરમાં
તરતી હશે - સોનમાછલી.
જે હશે તે...
આગ્નીના ઉછળતા લોહને
ગટગટાવી ગયેલો સૂર્ય મગ્ન
હવે વૃદ્ધ - હાંફ્યા કરે.
ઉડયા કરે રેતકણો
મનના ઝાળીયામાં -
હશે હશેની
રણમાં ઢબુરાઈ હશે લીલી કામનાઓ
મૃગજળમાં ડૂબ્યાં હશે નગર
ધબકતા અવાજનું થીજ્યું હશે ઊનું લોહી
કે
ભીનાં પગલાંની વાચાળ લિપિ પર
ભભરાવી હશે રેત - સમયની
જે હશે તે..
ક્ષિતિજો વળોટતી નજરની સાંઢણીને
વાળી લઉં પાછી
મારે તો [redacted] જોવો છે દરિયો
અને
દૂ....રથી જોયા કરવી
આવતી હોડી.

શિવ પંડ્યા.

# ભીંત

૧.

આ ભીંતને અહીં સ્પર્શો
અહીંથી ડાબી બાજુ તરફ
બે હાથ આગળ વધો
પછી ત્રણ વેંત નીચે ઊતરો
ત્યાં
તમને એક સોંસરું છિદ્ર મળશે
એ છિદ્રમાંથી
ભૂરું આકાશ જોઈ શકાશે.

૨.

દૂરની ક્ષિતિજે
આથમી જતા
સૂર્યને
ભીંત
ઊંચી થઈ થઈને
જુએ છે.

૩.

ક્યારેક
આ ભીંત
કાગળની માફક
ધ્રૂજે છે.

૪.

માછલીઓની જેમ
પર્ણોના પડછાયા
ભીંતની ત્વચા પર તરે
ત્યારે
ઊંડે ઊતરી ગયેલ
ભીંતના પગોને બાઝેલી
રાતી માટી
સળવળે છે.

૫.

તિરાડોથી ભરાયેલ
આ ભીંતને
બારણું નથી.

૬.

શું કરું
તો
ભીંત ઓગળે?

[signature]

## — અલ્યો ! આપણે

વનવગડાના બાવળિયામાં ઓછાં પીળાં ફૂલ
ફૂલ ફૂલનાં મ્હોરિયાં, ડાળે પવન ઝુલાવી
પવનવાળી અલ્યો ! આપણે.

રતુંકડાં રતુંકડાં શિરિષ ઉપર મોરાં ગોરાં ફોરાં
ફોરાં એની ફોરમનો આ પવન લહેરો
ફૂલરુવાળી દરિયો ને તો અલ્યો ! આપણે.

વૈશાખી આકાશની પાસે
તડકાની આ તીણી ઝીણી લ્યારને કંઠ
ભીની ભીની ઝૂલ
ઝૂલનાં કેવું ખુશ ખુશ થઈ ઝૂલે મેઘધનુષ
ધનુષ ને અલ્યો ! આપણે.

પીળી પીળી રેતીના આ દરિયા વચ્ચે
કુણી લીલી વેલ લચે છે અને નમે છે
છાની છાની રટણાની આ દિવસરાતની ધૂન
ધૂન ને અલ્યો ! આપણે.

કાળાં કાળાં પથ્થરમાંથી
લીલાં લીલાં લોહી વહે છે
અને કહે છે: "કોણ વહે છે અંદરઅંદરમાં"
એની પૂછાપૂછ નિકટ ને દૂર
પ્રેમનું પૂર વહે ને અલ્યો ! આપણે.

— નીતા રામૈયા

# પ્રલય

ફરી વિશ્વ બારીક પડળ થઈ ગયું છે,
અને દૃશ્ય સઘળું અકળ થઈ ગયું છે

મળ્યો ખૂબ ઊંડેથી નક્કિવત્ ખુલાસો,
અહીં યુગનું હોવું પળ થઈ ગયું છે.

ભલે છિછરી હોય ક્ષણની સપાટી
વલણ ઝંખનાનું અતળ થઈ ગયું છે.

ગણાયો છું નાયક હું વિભ્રમકથાનો
અને તારું હોવું સફળ થઈ ગયું છે,

પ્રવેશી જવું તેજની સરહદોમાં
હવે શ્વાસ વિના સરળ થઈ ગયું છે

વલ્લભવિદ્યાનગર
'સંદર્ભ'
ચાર, ખડમા બેઠક.

જયેન્દ્ર શેખડીવાળા
૨૦/૮

## A DREAM OF REALITY ☐ *Anita Modi*

*I was awakened one night*
*By drops of the melting snow,*
*Like a sage on steps of the Varanasi Ghats*
*Rhythmically turning the beads,*
*The drops persistently knocking my consciousness,*
*Urging me to open the doors to reality,*
*The reality that has escaped me*
*In this suffocating transients of events.*

* * * * *

*I shut my eyes to focus.*
*The thought had approached me a million times before*
*But the slyness*
*Of my countenance*
*Had managed to avoid it.*
*Now the tidal waves of inquiry*
*Were seeping through the shores of my being.*
*Who am I? What is the reality of existence?*
*Is the darkness of night the same*
*As the darkness behind my eyelids?*
*Can a part comprehend the whole?*
*Can continuum end?*
*Can conscience have edges?*
*I must explore the dark alleys of the universe,*
*Which are probably the same as*
*The locked closets of my innermost recesses.*

* * * * *

*I believe in dreams but not in dream worlds.*
*What I perceive there is real and not an illusion,*
*Real but not the ultimate.*
*For the ultimate I must explore this life and after,*
*To help existence fulfill its meaning.*
*The master craftsman that moulded this clay into being*
*Has left the hallmark of his touch.*

*It is with that touch I must transfer*
*The clay into the vehicle of His search.*

* * * * *

*I look around in darkness with my eyes still shut,*
*And ponder over the newspaper events.*
*The impermanence of history exposes its fakery.*
*I am certain that real has to be limitless,*
*Like truth and the sky above,*
*Like the tenderness of grandpa's wrinkled hand*
*Or the love that pours forth*
*From grandma's cataract blinded eyes.*

* * * * *

*Just as thoughts and words and actions are related,*
*So are the dreams and reality.*
*There is no other heaven but the heaven of my dreams.*
*As I cannot be isolated from my thoughts,*
*The reality of my existence must extend to my thoughts.*
*It is in this dream world of thoughts*
*That I spin*
*The fragile veil of everchanging fantasy.*
*It is here that I feel*
*The frozen beauty of the poles*
*And grandeur of the Himalayas,*
*Magical serenity of the Lake Baikal*
*And mystery of the pyramids.*
*Unfortunately,*
*My dreams,*
*Extension of myself in thoughts,*
*Though stranger than reality,*
*Are not the reality.*
*For awareness of the reality is different*
*From its realization.*
*Ghats of Varanasi can only dream about*
*The lofty peaks of the Himalays :*

*It is the waters of the Ganga,*
*Which have germinated from the wombs of the valleys,*
*That have experienced their beauty.*

*　*　*　*　*

*I feel weak and discouraged.*
*Aware of the existence of truth,*
*But incapable of exploring it.*
*In ignorance I remain satisfied,*
*In weakness I am ever tormented.*
*When my tired mind finds the journey endless*
*And considers it a careless pursuit of the unattainable,*
*When the clarity of my perception is clouded with doubts,*
*When my convictions begin to waver*
*Like dry autumn leaves fearfully fluttering in the breeze,*
*Then I will pick up my fiddle and play.*
*I know it is your songs that it will play,*
*For that is all it can play.*

*　*　*　*　*

*I know I cannot sing forever.*
*Yet I must strive*
*So that when I lay aside the fiddle,*
*The resonating restlessness inside me*
*May continue to have a passage to the pilgrimage.*
*When the stirring of the strings has ceased,*
*I may continue to unfold in all directions,*
*Like a cumulus cloud,*
*Filling the void between You and me.*
*That would be the reality!*
*I find the concept thrilling.*
*The melting snow has synchronized its steps*
*With the chain of my thoughts.*
*The entire me is now participating*
*In this exciting pursuit.*

*　*　*　*　*

*How can a mask know*
*The wearer of the mask?*

*Yes, it can,*
*Because the wearer created the mask.*
*And so when I was born as a mask,*
*I carried with me His divine touch.*
*It is with that touch I will unmask Him,*
*.....I must try to unmask Him.*
*I am no longer*
*An insignificant point in this universe,*
*For everything around of me.*
*Is merely an extension of me.*
*Duality is a suggestion of ignorance.*
*Merely a surface turbulence*
*Creating waves of the ocean,*
*But the ocean is one.*
*Objective surrender in the subjective reality.*

* * * * *

*I know that my experience can never be complete,*
*For perfection is above experience.*
*So, in the meantime,*
*I must try to perceive and feel*
*Unity between me and the experience.*
*Some how try to extend myself to envelope the experience*
*With a hope to make it a part of me.*
*And may be, in the process,*
*I will dissolve myself in the surrounding.*
*Experience will have no existence.*
*There will be no event, no time.*
*For there will be no observer to count time,*
*No one to experience event.*

*I felt gentle pats of Mommy's love*
*Heralding the arrival of morning.*
*The lonely rower had reached the Ghats at Varanasi.*
*The saint was still lost*
*In the rhythmic passage of the beads.*
*But the snow had melted*
*Exposing the fresh shoots of crocuses.*
*February, 1976*

# સમાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

## કાવ્ય તથા કાવ્ય વિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખશ્રેણી

**આશંકા**: વિપિન પરીખ. આ૦ ૧, ૧૯૭૫; પૃ૦ ૧૨૪; મૂલ્ય૦ રૂ. ૧૫.; પ્રકાશક ૦ વોરા, અમદાવાદ.

વિપિન પરીખનો આ પહેલો કાવ્યસંગ્રહ છે. એણે પોતાની અભિવ્યક્તિનું માધ્યમ આ સંગ્રહપૂરતું તો નક્કી કરી લીધું છે: ગદ્યનું. પણ એ ગદ્ય કાવ્ય બનતું હોય છે. એમાં ભવનો લય પંક્તિ બનીને ફૂટતો હોય છે. પરિણામે એમાંથી ગદ્યાળુતા ઓગળી જઈને એ એનો પોતાનો એક આગવો લય સિદ્ધ કરે છે. પંક્તિઓનું લઘુ-ગુરુસ્વરૂપ પણ એને આધારે જ કશીયે કૃતકતા વિના આપો આપ ઘડાતું જાય છે. આજના ગદ્ય કાવ્યનાં લગભગ લક્ષણ બની બેઠેલાં દૂરાન્વયતા અને દુર્બોધતા વિપિનના કાવ્યની પાસે પણ ઢૂંકતાં નથી.

એનો અર્થ એ નથી કે એની કવિતા માત્ર અભિધામાં જ રાચે છે. ઉલટું એથી તો તદ્-જન્ય વ્યંજના અધિકતર માત્રામાં સદ્ય સંવેદ્ય બનતી હોય છે. પ્રતીકાદિનું નવીનતા ખાતર નવીનતાનું વળગણ એની કાવ્યનિર્મિતિને સ્વીકાર્ય નથી; કે નથી એને સ્વીકાર્ય આ કે તે વાદનાં સિદ્ધાન્તજાડ્ય બન્ધનો, ના, આધુનિકતાવાદ પણ નહીં. ગદ્ય તો એની પ્રતિભાના સ્વ-ભાવને ફાવે છે એટલે જ એણે પોતાના કાવ્યમાં પ્રયોજ્યું છે. એના કવિધર્મને એક જ પ્રવૃત્તિ દૃષ્ટિ છે: ભાવસંક્રાન્તિ.

એટલે જ આધુનિકોમાંયે હમણાં હમણાં જ, ૧૯૭૦ પછી જ, પ્રવેશ કરતા આ કવિનો એનો પોતાનો આગવો અવાજ છે. આ બધાંને લીધે એના ગદ્યનો એક વિશિષ્ટ લયકૅફ છે; તે એટલે સુધી કે ૧૯૬૦માં લખાયેલાં એનાં બે છંદોબદ્ધ મુક્તકો અને એકાદી ગઝલ અહીં કોઈક અજાણ્યા જ સ્થળે આવી ચડ્યાં હોય એવાં લાગે છે. એટલે જ કદાચ એમાંના એક જાણીતા મુક્તકમાં પ્રયોજાયેલો 'ભટકી ભટકી જાય અટકી' જેવો આન્તરપ્રાસાનુપ્રાસ મારા જેવાના મનમાં ખટકી રહે છે. ૧૯૭૦ માં રચાયેલ 'લીલા' ની છંદોબદ્ધતા પણ કોણ જાણે કેમ આ કવિની પ્રતિભાને પૂરેપૂરી જેબ આપે એવી રચના જણાતી નથી.

...... પણ વિપિનનો કાવ્ય વિશેષ તો અહીં પ્રકટ થાય છે: એની તીવ્ર સંવેદનશીલતા માનવીના સાંપ્રત જીવનની નાની મોટી અનેક સમસ્યાઓને, આશા આકાંક્ષા વેદના અને નિષ્ફળતાઓને; એનાં અનન્ત વિસ્મયો અને પ્રશ્નાર્થોને, વિષમતાઓ આપત્તિઓ અને આશંકાઓને જાણે પોતાનાં કરીને કાવ્ય દેહે પ્રકટાવે છે – ક્યારેક કોઈ દેશ - વિદેશના કે અંગત-બિનંગત પ્રસંગ વિશેષ કે નાનકડા કથાઘટકના ઊર્મિરસિત આંશિક નિરૂપણ દ્વારા!

એમાંથી જે પ્રકટે છે તે આજના માનવીનું અત્યંત સંકુલ એવું માનસચિત્ર: મૃત્યુથી જ

નહીં, જીવનક્ષેત્રે ત્રસ્ત; અન્યથી જ નહીં, 'સ્વ' થીયે અપરિચિત; એકી સાથે રૂક્ષ અને ઋજુ' શ્રદ્ધાપૂર્ણ અને શ્રદ્ધાવિહીન ......!

પોતાની કાવ્યપ્રવૃત્તિ માટે કવિને વિસ્મય પણ છે, આશંકાયે છે. પણ, એથી તો આપણને એનામાં વધારે શ્રદ્ધા પ્રકટે છે.

**ઓડિસ્યુસનું હલેસું : સિતાંશુ યશશ્ચંદ્ર** : આ. ૧, ૧૯૭૪; પૃ. ૧૦૩; મૂલ્ય. રૂા. ૯-૫૦; પ્રકાશક. આર. આર. શેઠ – મુંબઈ, અમદાવાદ.

અતિવાસ્તવવાદ – સર્‌રિયાલિઝમ – –નો ગુજરાતીમાં કાવ્યરૂપે સૌથી પહેલી વાર પ્રયત્ન તે સિતાંશુ કૃત 'ઓડિસ્યુસનું હલેસું.'

અતિવાસ્તવવાદ આપણે ત્યાં સાવ અજાણ્યો નહોતો. ઇ. સ. ૧૯૫૨ માં ડૉ. જયંત ખત્રીએ 'વહેતાં ઝરણાં' ની વાર્તાઓમાં એનો પરિચય કરાવેલો અને બકુલેશે એની પ્રસ્તાવનામાં એનો 'મહાવાસ્તવવાદ' તરીકે ઉલ્લેખ પણ કરેલો.

આમ, આપણો આ હલેસાનો પરિચય સૂપડા જેટલો ગાઢ ન હોવા છતાં એ બન્ને વચ્ચેનો ભેદ સમજવા જેટલો તો હતો જ. સિતાંશુનો પ્રતિભાવિશેષ એ હલેસાને આપણી આગળ વધુ આંખવગું કરવામાં રહ્યો છે. –

વાસ્તવતાર્થે [વાસ્તવને – યુગયુગોથી તન, મન અને બુદ્ધિ પર ચઢેલા અનેકાનેક સંસ્કાર - થરોની નીચે રહેલા વાસ્તવને, અવાસ્તવને – પામી ને પમાડવાનો એક પુરુષાર્થ સિતાંશુએ પોતાના કાવ્ય દ્વારા આદર્યો છે. એમ કરતાં એમણે આપણી ભાષાના શબ્દ પાસેથી સારું એવું કામ કઢાવ્યું છે. એમાં એ હમેશાં સફળ જ થયા છે એવુંયે નથી. પરંતુ શબ્દ કે શબ્દોની ધ્વનિપરંપરા, શબ્દાંતર્ગત વર્ણોના વ્યત્યયો, આવર્તનો, પંક્તિનાં લય લહેકા અને ગેયતાનાં વિવિધ સંયોજનો, સંદર્ભો, પ્રતીકો વગેરેને ઉલટાવી સુલટાવીને એમાંથી નવાં જ પરિણામો અને પરિમાણો પ્રકટાવવાની એમની આ પ્રવૃત્તિ આપણી કવિતાની ગતિવિધિને એક આગવું જ દિશાસૂચન કરે છે.

સર્‌રિયલની – સિતાંશુની કાવ્ય વિભાવના "દા. ત. મુંબઈ: ......" ના અંત પછી નીચે આપેલી એક ચેતવણીમાં પ્રકટ થાય છે." "આ સર્‌રિયલ કાવ્ય છે. ચિત્ત-નિર્માણના સાતત્યથી ઇતર કોઇ સાતત્ય એમાં શોધવા ન જવું. એ ચિત્ત પણ ઓગણીસ મોઢાં ઝુલાવતું. સાત સાત અંગ વિશેષોથી સંકુલ, અંતઃપ્રજ્ઞ અને સ્વપ્નના પીળી ઝાંયવાળા ઈંડાના રસમાં ડૂબેલું."

પરંતુ; તે છતાંયે, કવિની કેટલીક કૃતિઓ સર્‌ - રિયલ હોવા છતાંયે, ભાવકને પરંપરાગત રીતે કાવ્યાસ્વાદનો આહ્‌લાદ બક્ષે છે. સિતાંશુનું આ કવિકર્મ ભૂલવા જેવું નથી. જો કે, 'મગન - કાવ્યો' એમાં રહેલાં નર્યા કટાક્ષને લીધે અહીં આગંતુક જેવાં, અકાવ્ય જ, લાગે છે – કવિનો ઉગ્ર પ્રતિભાવ સાચો હોવા છતાં યે!

એક અશરીર દર્દ □ જગદીશ જોષી

એક તપખીરિયા આરસની પ્રતિમા
પગના ફણા ઉપર શરીર ટેકવી
જમીનને ઢીંચણ અડાડી
વાંકી વળીને
વહી ગયેલા માલકૌંસના સૂરોને
પોતાના નખમાં શોધી રહી હતી.
મારી નજર
આ પ્રતિમાની પીઠને જોતી રહી
ને પીઠ મને.

સારું થયું કે મારી પાસે
તે ક્ષણે
કૅમેરા ન હતો:
હોત તો... મેં ફોટો પાડી લીધો હોત;
એ ફોટો જોઈ જોઈને
મારી આંખમાંનાં સ્મૃતિનાં અમી
કદાચ
ઓસરી ગયાં હોત.

હોવા કરતાં
ન હોવાનું સુખ
ક્યારેક
અશ્વત્થામા જેવું ચિરંજીવ હોય છે....

મિનારાનાં ગોળાયાં કરતાં અંધારાં
પગથિયાં પર
સ્મરણો જ્યારે
ચક્કર ચક્કર ચઢતાં હોય

અને
અગ્નિની સાક્ષીએ ફેરે ફેરે પાનેતર સરતાં હોય
ત્યારે
કિલ્લા જેવી દીવાલમાંના કોઈક અદીઠા
બાકોરામાંથી થોડોક પ્રકાશ આવે—
ને
આંખ અંજાઈ જાય
અને
પગથિયું ચુકાઇ જવાય
એમ
બાજુમાં પથરાયેલા ખોળામાં
આળોટવાનું સાવ જ ભૂલી ગયું
આ માથું.



આ માથું તો બીલીપત્રોનું વન છે.
સદીઓની સદીઓથી અહીં તો
રુદ્રિના પાઠ સાથે શિવશંભુ ઉપર
ત્રણ- પાંદડિયાં- અખંડ- બીલીપત્રો
એક એક કરતાં
એક હજારને સાત ચઢાવાય છે:
અને છતાં
આ માથામાં
ફરી વળેલા હળના ચાસ
ક્યારેય દેખાયા નથી.
કેટકેટલી સદીઓથી
પવન પર કોતરેલા નામની
કેવી કેવી ડમરીઓ સંઘરીને

ચકરાયા કર્યું છે આ માથું !



ગળામાંથી સરતા ખરજના સૂરોમાં
એક અશરીર દર્દ
જ્યારે ચાંદ સાથે આંકડા ભીડે છે
ત્યારે
સમુદ્ર પણ આંખો બંધ કરી દઈને
પ્રાણાયામ કરે છે:
અને
સમુદ્રનું માથું હલતું નથી.

ઊંડા ઊતરી ગયેલા શ્વાસની
નાભિમાંથી ગુંજી ઊઠે છે
ૐ ....

ૐકારનાં વાદળો બંધાય છે:
માથાની અંદરની
શિરાઓની પર્વતમાળા સાથે
અફળાય છે આ વાદળાં;
અને
પાંપણોની ભોગળ ભીડાઈ જાય છે.

બહાર
ચોધારું વરસતી રાતના
ખબર લાવે છે એક ભીની લહર.
તપખીરિયા આરસની પ્રતિમાના માથા પર
છુટ્ટા વાળ બનીને રાત ફરકયા કરે છે.
સારું થયું કે........

ઘર તો ક્યાંનું ક્યાંય .... ☐ ચન્દ્રકાન્ત શેઠ

ઘર તો ક્યાંનું ક્યાંય ઊડી ગયું ફફડાવતુંક ને પાંખ.
અહીં તો એક સુક્કું થડ – ઠૂંઠું,
વેરણછેરણ તણખલાં
ને આંખને ખૂંચતી તીક્ષ્ણ કાળી કરચો ઈંડાની.
ભેદી વાગેલી કોઈચાંચ ને તૂટેલી કોઈ પાંખ.

ખાલી જલાશય સમું આભ
ને એની ઉજ્જડતાનો કઠોર ઉજાસ હથેલીમાં
આમ તો કંઈ ને કંઈ ખોવાતું હોય છે
પ્રત્યેક શ્વાસમાં ને પ્રત્યેક પગલામાં,
પ્રત્યેક શબ્દમાં ને પ્રત્યેક વેદનામાં.
પણ એકાએક પગ નીચેની ધરતી ખોઈ બેસવી
કે આંખની પાછળના સૂરજનેય ખોઈ બેસવો
એનો તો આઘાત જ નવો.

મુઠ્ઠી વાળી, કરોડરજ્જુમાં ધનુષ્યની પણછ ચઢાવી
ઊંડા શ્વાસે ભાગી ગયેલા ઘરને ખેંચી આણી
મારી અંદરની રિક્તતામાં વળીવળીને મથું છું
મૂળિયાંસોતું ઉતારવા
પણ શ્વાસનો તાર અવારનવાર તૂટી જાય છે
ખોવાયેલા ચરખાને લઈને

હું મૂંગો મૂંગો એક રંગીન પીંછાને કાન પાસે લઈ જઈ
મથું છું પેલા અસલી ટૌકાને ભીતર કોઈ ડાળ પર મુકત બેસાડવા.
પણ ઘણું મોડું થઈ ગયું છે ....
સમુદ્રનાં ખારાં પાણી આંખને ડુબાવતાં ફરી વળ્યાં મારી ચારે તરફ.
ખારા સ્વાદની ભારે બેચેની સાથે હજુયે મથું છું
ઊખડી ગયેલાં મૂળિયાંને ફરીથી
મારી ધરતીમાં ચોંટાડવા.

રામ વિનાનું રામાયણ □ સુરેશ દલાલ

મને જ મારો ચહેરો ખૂંચે છે
મારો એક ચહેરો બીજા ચહેરાને ભૂંસે છે.
દીવામાંથી દીવો પ્રગટે એમ
ફોટોગ્રાફીના મેગેઝિનમાંથી કાપી કાપીને
માપીમાપીને ચોડ્યા હોય એવા ચહેરાઓ
ખભાની ઉપરવટ થવા એકમેકની સ્પર્ધામાં ઊતર્યા છે.

□

ટ્રેનના કમ્પાર્ટમેન્ટસ જેવા ચહેરામાં
સળિયાવાળી બારી જેટલી પણ મોકળાશ નથી.
ગીચોગીચ, ખીચોખીચ, ગીચોગીચ, ખીચોખીચ.
ટેક્સી, ટ્રેન, બસ, પ્લેન....
કોઈ નહીં દેખાતા પર્વત પર ચડવા માટે
આ પગ, આ આંખ....
ખીચોખીચ, ગીચોગીચ, ગીચોગીચ, ખીચોખીચ....

□

આકાશ ભૂંસાઈ ગયું છે.
રૂપિયા જેવાં વાદળો વરસ્યા વિના
ઊંટની હોજરીમાં ડૂબી ગયાં.
હેન્રી મિલર! તમને છેલ્લી તારીખના ચિલ્લરથી
સલામ ભરું છું આવું લખવા માટે:

"To wallk in money through the night-crowd,
Protected by money, iulled by money, dulled
by money,
the crowd itself a money
the breath money,
no least single objert anywhere that is not
money,
money, money everywhere and still not enough,
and then no money,

or a little money or less money or more money,
but money, always money,
and if you have money or you don't have money.
It is the money that Counts
and money makes money,
but what makes money make money?"

ખભા પર ઊગ્યો તે ચહેરો છે
કે દામ છે કે ડૉલર છે કે પાઉન્ડ છે કે રૂબલ છે
કે રૂપિયા ?

રાતના પાર્ટીમાં જાઉં છું
ત્યારે કોણ હોય છે મારી આસપાસ, આગળપાછળ ?
ઍરપોર્ટ પર મારી ચાલ કેમ બદલાઈ જાય છે ?
કયું ઍન્કએલન્સ, કોનું ઍન્કએલન્સ
—મને 'પ્રોમ્પટ' કર્યા કરે છે ?

રીસેપ્શનમાં જાઉં છું
ત્યારે ગાડીમાંથી ઊતરીને પત્ની
તરત જ મારો હાથ પકડી લે છે.
અને મારો હાથ થઈ જાય છે ચાંદીની પાટ,
હથેળી થઈ જાય છે સોનાની લગડી.
નેકલેસ, બંગડી કે લવિંગિયાંમાં જે ઝળકે છે
તે હીરા કે મારો ચહેરો ?
હીરાના અજવાળામાં
શયનખંડનું કાળુંમસ અંધારું હઠી જાય છે.
લગ્નની ડાયમંડ જ્યુબિલી.

દાંપત્યજીવનની પ્રસન્નતાનો બધો યશ
અમને ન આપો.

પલંગને કારનાં ટાયર્સ લાગ્યાં છે.
છોકરાંઓ આટલાં બધાં પ્રેમાળ છે–
–એનો બધો યશ અમને ન આપો.
પેટ્રોલ રેડીરેડીને છોકરાંઓ ઊછેર્યાં છે.



આ મારો ચહેરો કે મારું સપનું કે મારું સાચ?
ચહેરા ઉપર ચોડયાં છે તૂટેલાં ફૂટેલાં રંગીન કાચ!
સાવ એકલો હોઉં છું
ત્યારે સિગારેટના ધુમાડાથી ચહેરો બંધાય છે,
કેવળ એક ક્ષણ માટે.



વ્હીસ્કીના ગ્લાસમાં અરે આ કોણ ડૂબી ગયું?



'વ્હાઇટ હોર્સ' ના વ્હેણે તરે નોટની હોડી.
સૂરજના આ સાત ઘોડાની દશા થઇ કફોડી.



બધા જ હોડી હાંકે
કોઇ નહીં થાકે.
બધા જ હોડી હાંકે
કોઇ નહીં થાકે.
"માછીડા હોડી હલકાર
કે મારે જાવું...?"



મારે જવું છે
કાંદિવલી, બોરીવલી જેમ અમેરિકા, ઑસ્ટ્રેલિયા,
રશિયા, જાપાન
એક જ ધૂન....

મારે જવું છે, મારે થવું છે, મારે જવું છે....
નથી તે થવું છે
મારે ક્યાંક જવું છે.

જવું છે તો ક્યાં જશો ?
જવા માટે પાસપોર્ટ
પાસપોર્ટ પર ફોટો
સાચેસાચો, જરી નહીં ખોટો
પાસપોર્ટ પર ફોટો.

પિસ્તાળીસ વર્ષે વળી
આપણો ફોટો કેવો હોય?
માથા પરના આછા વાળ,
વાળ પર ઓનરશિપના ફ્લૅટના ચૂનાનો રંગ,
ચશ્માનો જાડો કાચ,
કાળા પડી ગયેલા હોઠ.
જમણા હાથની પહેલી બે આંગળીઓ વચ્ચે
સિગારેટની ખાલી રહી ગયેલી જગ્યા—
પુસ્તકોને અઢેલીને ઊભેલો હું—
—હું ભવ વિનાનો
હું અનુભવ વિનાનો.

આ કયો ચહેરો ?
મને એક નહીં, અનેક ચહેરા.
ચહેરે ચહેરે આંખો
પગમાં અપંગ પાંખો.
આંખોમાં અંધાપો ઊગે.
ચહેરે ચહેરે કાન.

કાન બધાયે બહેરા !
–મારા અનેક ચહેરા



દસ નહીં, વીસ નહીં ગણ્યા ગણાય નહીં,
ચ્હેરે ચ્હેરે સ્મિત ને સ્મિતે સ્મિતે ચીસ.

દસ, વીસ, પચ્ચીસ, ત્રીસ....
ગણ્યા ગણાય નહીં.



સોનાની લંકાનો હું તો રાવણ,
હું રામ વિનાનું રામાયણ?



હું મારા નહીં ઊગેલા ચ્હેરાને કાંધ આપીને બોલું છું
શ્રી રામ.... શ્રી રામ.... શ્રી રામ....



વૃદ્ધ આંખો □ મહેશ શાહ

દર્પણને જોઈ જોઈ આંખો ખેંચાય, મારી
આંખોમાં જોય મારી આંખો.

જૂની આંખોમાં હતી સપનાંની જાન અને
ગહેકી'તી મ્હેક કૈંક કાનમાં,

યાદોનું આવવુંજવુંયે રોજ વહેતું'તું
અવસર થઈને મારા ગાનમાં.

બીજું આ રૂપ હવે સ્મરણોનું પીડે છે
થઈને ઉદાસ બારસાખો.

દૃશ્યોના દરિયામાં તરતી આંખો ય સાવ
જઈ બેઠી ઘટનાને તળિયે

ઊડવાનું ભૂલી ગઈ ઇચ્છાની પાંખ હવે
કોનું આકાશ થઈ ફૂલીએ?

બળબળતા સૂરજને ઝાલ્યો'તો એક વાર
આજ હવે સિક્કો એ ઝાંખો.

બિંદુમાં આકાશ ઊતર્યું ☐ દિલીપ ચિત્રે ☐ જયા મહેતા

(મરાઠી કવિતા)

બિંદુમાં આકાશ ઊતર્યું
એ બિંદુની મહાનતા
કે આકાશની મોટાઈ
એની મૂંઝવણમાં પડેલું એક પક્ષી
બિંદુના આકાશમાં
દૂર ઊડયું
ટપકું બન્યું
ઓગળી ગયું.

ઉરમાં ઊડેલું પક્ષી સંભાળવું
કે ઉરનું આકાશ
એની મૂંઝવણમાં પડેલું તે બિંદુ
ફક્ત થરથર્યું....થરથરતું રહ્યું
તેની વરાળ થઈ ઊડી ગઇ....
અને ઓગળી ગયું આકાશ
એક પક્ષીની આસપાસનું

પણ તોયે એક બિંદુ થઈને
હૃદયમાં આકાશ લઈને ઊડતું રહ્યું.
☐

☐ બાશો

સૂકી ડાળે
વળગી બેઠો
એક મૂક વાયસ
નિહાળે સાવચેત
સૂર્યાસ્ત

## બારી □ મંગળ રાઠોડ

બારીનો કાચ
ફૂટયો તો ફૂટયો
પણ, તે પણ
એવી રીતે ફૂટયો કે
ભીંત પર ચડતા
કિરણોના કરોળિયાને
બસ, જોતો જ રહી જાઉં છું
રોજ હું
ચડતી પડતી નજરે!
રોજ સૂર્ય સાથે ઊગતો
મારો આ વિષાદ
હવે તો ક્યારેય આથમતો નથી.
એવી તો
ખૂલી ગઈ છે મારી આંખો
કે ઊંઘમાં ય દેખાયા કરે છે
મારી અને તારી વચ્ચે
તંતુ હરેક વિકલ્પનો તુટતો.
હવે તો થાય છે કે
બંધ કરી દઉં બારી જ આ–
આ – આ – આ – આંખોની!

## વિષાદ □ મંગળ રાઠોડ

સામે કિનારે પણ
એક શહેર છે.
જવું છે.
પુલ છે.
હોડીઓ પણ છે.
જઈશ ક્યારેક.
પુલ પર ચાલીને કે
હોડીમાં બેસીને.
જઈશ ક્યારેક.
નદી વહ્યે જ જાય છે.
જોયા કરું છું...
નદી વહ્યે જ જાય છે.
સામેથી
એક હોડી
આવીને નાંગરે છે.
આ કિનારે પણ
એક શહેર છે!
હા, આ કિનારે પણ
એક શહેર છે...

જુવાનીમાં તેં તારી માંદગીને અવગણવાનું કર્યું.
પણ હવે એનાં ચિહ્નો દેખાવા માંડયાં છે.
તારા ચહેરા પરની રેખાઓમાં એક ફિક્કાશ વરતાય છે.
કઠેરાનો ટેકો લેવા જતાં તારો હાથ ગંઠાઈ જાય છે.
તેં નવલકથા વાંચવી બંધ કરી છે
કદાચ એ બ્હીકે કે અધૂરી છોડવી પડે.
મારાં સાહિત્યના સામયિકોનાં ગમગીન કાવ્યમાં તું ખોવાઈ જાય છે
એ મેં પકડી પાડયું છે
ઝીણી ઝીણી બાબતો પણ તારી નજરે ચડે છે– નજીવા ફેરફારો
હોલની ગોઠવણીમાંથી દૂર કરાયેલાં કરમાયેલાં ફૂલ

અને છેલ્લે મેં તને આપેલી લીનોલિયમની પ્રિન્ટ્ પર તેં ડાઘા જોયા
તેં મને બતાવ્યા ત્યારે મારે તને કહેવું પડયું કે આ ડાઘ તો
કયારના છે

અને ગઈ કાલે બાજુના ઓરડામાં બિછાનું કરતી વખતે
તારા ગીતને થંભી જતાં મેં સાંભળ્યું. બારણા કનેથી જોયું
તેં તારા હોઠને કરડયા, મુઠ્ઠીથી ભીંસ્યા,
પહેલી જ વાર તારી આંખો ઊભરાઈ આવી
અને મને આટલું જ સૂઝયું. તને પાસે લઈને
મેં ચૂપચાપ કહ્યું, 'હા, તારું મરણ આવી રહ્યું છે, અને, હા,
આપણે કશું જ કરી શકીએ એમ નથી.'
□

– હ્યાકુચિ

સાંજની શીતળ વેળ,
મિત્રનો મૌન સંગ –
વિચારતરંગે
સુખદ વહેણે વિહરું

– ઈસ્સા

સડયાં ઝૂપડાં ઉપર
ગગને
ટાબરિયાંએ પતંગ ચગવી
રૂપકડી શી તરે !

વૉર્ડ □ અલિઝાબેથ જેનિંગ્સ □ જગદીશ જોષી

એક પોતાના પ્રજા-વંશના ફોટોગ્રાફ્સથી,
બીજું રોગવ્યાધિના પિષ્ટપેષણથી,
વળી બીજું કોઈ પોતાના બગીચાના સમરણથી
અન્ય કોઈ પોતાના લગ્નથી —
આ બધાં મૃત્યુને હાથવામ છેટું રાખે છે
પોતાની માંદગીની આસપાસ ભૂતકાળની દીવાલો ચણી લઈને
(એવો ભૂતકાળ) જેને તેમણે તે તે પ્રસંગોએ ધૂત્કાર્યો હતો.
બારીમાંથી સૂર્ય વહી આવે છે, પૃથ્વી આ નવી મોસમ માટે
હળુહળુ પુલકિત છે. કળીઓ ઊપસી આવે છે
આ નિરામય વિશ્વમાં જ્યાં કોઈ કરતાં કોઈ પીડાનો
વિચાર સુદ્ધાં નથી કરતું. કે નથી આ દરદીઓ ઇચ્છતા કે કોઈ વિચારે;
અહીંયા તો મોટામાં મોટા ખજાનચીઓ છે-આ નાની નાની ચીજો,
ગઈ રાતનું સ્વપ્ન, એકાદ ફોટોગ્રાફ, એકાદું દૃશ્ય.
□
કોણ માનશે? □ વજ્ર માતરી

સુખ એય દુઃખ સમાન હતું કોણ માનશે?
મૃગજળમાં જળનું સ્થાન હતું કોણ માનશે?
ગમની છે રામબાણ દવા ઘૂંટ મદિરા
એ સંતનું વિધાન હતું કોણ માનશે
બદનામીઓ મળી જે મને પ્રેમ કારણે
વાસ્તવમાં એ જ માન હતું કોણ માનશે?
કોનું ગજું કે નાવનું સાગરમાં નામ લે
તોફાન ખુદ સુકાન હતું કોણ માનશે?
લૂંટાઈ બેઠા 'વજ્ર' અમે ભરબજારમાં
મન ખૂબ સાવધાન હતું કોણ માનશે!

પીડા □ એલિઝાબેથ જેનિંગ્સ □ જગદીશ જોષી

વાજ આવી ગયેલી બુદ્ધિએ
અને મારી બધી હૈયા ઉકલન ખોઈને, હું અહીં સૂતી છું,
ભયના સ્પર્શમાત્રથી મારું આખું શરીર તંગ,
અને મારું મન,—
હવે ગૂંચવાયેલું,
જ્ઞાનતંતુઓ વિચારોને આકારવાની જાણે કે હવે મના ફરમાવતા,—
હવે રહ્યું નથી સલામત આશ્રયસ્થાન કે સુઘડ ઘર,
હવે તો સાવ નકામું
(મારું મન)
દેહની જરૂરિયાતો માટે અથવા કોઈ વાર
ભીતિના મારા ભંડારને પહેલાંની જેમ સુંદર શબ્દોથી
છાવરવા માટે (સાવ નકામું). હવે, ધીમે ધીમે,
મારું હૃદય, હાથ, આખું શરીર નમતું જોખે છે
ભય સામે. પથારી, વૉર્ડ, બારી પોતાની નક્કરતા
ગુમાવવા માંડે છે. ચહેરાઓ હવે જાણે
જરૂરી હોય એવા લાગતા નથી;
છતાં હજી હું વધુ જોમથી પ્રતિકારું છું
ભયંકરતાને—બેહોશતાને—સોય ભોંકાય છે.
□

આગળપાછળ □ ભાનુપ્રસાદ પંડ્યા

આંખ પરોઢે આકળવિકળ
હવે સમય આ ઝાકળઝાકળ

બાંધ્યા નવ રહે તેજી અશ્વો
કિરણો આવે દેતાં હાવળ.

દિવસ રાતને હશે અડયો શું
આભે લજ્જા રેલી ગૈ પળ.

પવને પાડયો સાદ તને, ને
ફૂલો દે હોંકારો, સાંભળ.

ક્યારુનો સીમાડો છોડયો
સુગંધ મારી આગળપાછળ !
□

કલ્લી ☐ માલિની શ્રોફ

ચરવા નીકળી પડેલા ભગતો....

રોજ સવારે
મંદિર પાસે ગાયને
પાંચ પૈસા કે દશ પૈસાનો
ચારો નાખતા

એક હાથે પૈસા ઓટીએ ખોસી
ભગતને ઘાસ આપતી બાઈ
ગાયના મોંમાંથી વેરાયેલા ઘાસને
બીજે હાથે પાછું વીણી લઈ
ફરી કલ્લી બાંધતી
લાલઘૂમ ચહેરે
બાજુના લંગડા ભિખારી પર કતરાતી નજરે
પાનની પિચકારી મારતી બાઈ.

આ ગાય
પેલો ભિખારી
આ બાઈ
ભગતો અને પરચૂરણ ઘાસ....

દૃશ્યની કોઈ કલ્લી
બંધાય છે ખરી?
☐

—ઓનિત્સુરા

પુષ્પ નિ:શબ્દ વાતો ભણે
માંહ્યલો શ્રવણ સાદર સુણે

❊

—બાશો

ખંડેર દેવળની સમાધિ પર
હજી ચંપક તરુ દીપક ધરે.

❊

## તરસથી તૃપ્તિ લગીની ક્ષણોનું કાવ્ય ☐ જયન્ત પાઠક

પછી આકાશોના ગહન વનના સુપ્ત પવનો
સર્યા જાગી, જાણે પ્રથમ જ સર્યો શ્વાસ મુખથી;
ધરામાં નીચે સૌ જલ સ્ખલી ઊઠયાં સ્હેજ સુખથી
અને મોજાંઓનું દલ ધસમસ્યું ઘેરી ભવનો.

તરંગોમાં એવી તરસ ચઢી હેલે, ચઢી ચઢી
કિનારાને નાખ્યો નખક્ષતથી આખો ખણીખણી;
ક્ષતોની પીડાને સુખ કણસતી ઘાયલ જમીં;
અહો શી તોફાની તરસ બની પ્રલ્લેજલ રમી!

હું ચારે બાજુથી જલજલથી ઘેરાઈ જઉં છું;
મટોડી શો જાણે કણકણ વિખેરાઈ જઉં છું;
પ્રસારીને બેઉ કર શરણને કોઈ ઢૂંઢું છું;
અને આંખો મીંચી અવશ તવ અંગે વળગું છું.

તૃષાના તોફાની જલની વચમાં દ્વીપ પર છું;
હું જાણે મોતીને પ્રસવતી ભીની છીપ પર છું!



☐ જયા મહેતા

રેતીના સમુદ્રમાં હોડી તરતી નથી
એ જાણ્યા વગર
હલેસાં માર્યા કરવાં
એનું નામ
નિદ્રા

અને

રેતીના સમુદ્રમાં હોડી તરતી નથી
એ જાણ્યા પછી પણ
હલેસાં માર્યા કરવાં
એનું નામ
જાગૃતિ
— ફેરક આટલો?

## સાચ્ચે ? □ વિપિન પરીખ

મારા એક મુરબ્બી મને રસ્તામાં મળી ગયા.
મને પૂછે :
"વિપિન, આ વખતે એકે દીપોત્સવી અંકમાં
તારી કવિતા નથી ?
"હું બધા અંક જોઈ વળ્યો."
મેં કહ્યું : "દર દિવાળીએ, દરેક અંકમાં
મારી કવિતાનાં કોડિયાં પ્રકટવાં જ જોઈએ
એવો કોઈ નિયમ છે ?"
પણ એમને મારા જવાબથી
ખાસ સંતોષ થયો હોય એવું લાગ્યું નહીં.

થોડુંક ચાલ્યો તો બીજા સ્નેહી મળ્યા.
ખભો પકડી કહે,
'અરે, આ વખતે ટી. વી. પર કવિસંમેલનમાં તું નહોતો ?
બેબી કહેતી હતી કે વિપિનભાઈ તો આમાં હશે ને હશે જ.'
મેં કહ્યું : 'કવિતા ટી. વી. માટે થોડી જ લખાય છે ?'
મને ટી. વી. પર જોયો હોત તો
બહુ બહુ તો મારી બાને આનંદ થતે !
મેં કહ્યું, 'આમે મને પ્રસિદ્ધિ બહુ ગમતી નથી !'
એમના ચ્હેરા પર ખાસ કશો ફરક પડયો નહીં.

એમનાથી થોડે દૂર ચાલ્યો ત્યાં મારું મન મને પૂછવા લાગ્યું :
"સાચ્ચે....?"

□

— કુબુત્સુ

પુષ્પ પાંખડી ખરતી
અપલક જોતું શિશુ–
'ગૌતમ બુદ્ધ હશે શું ?' હું ય વિમાસું.

કિંમત □ વિપિન પરીખ

તમે વાંચ્યું તો હશે–
અમારું મકાન તૂટી પડતાં
ચાર માણસો દટાઈ મર્યાં?
તમે અફસોસ વ્યકત કરો કે
જે મકાનમાં વરસો સુધી માણસ રહે તેની નીચે જ
એનું ભાગ્ય દટાઈ જાય!
ચા પીતાં પીતાં તમે અણગમાથી ભારોભાર પ્રશ્ન ફેંકો:
"શા માટે એક જર્જરિત મકાનને, તૂટી ન પડે ત્યાં સુધી
લોકો વળગી રહેતા હશે?
વિધાતા પણ પછી એવા માણસોને કેવી રીતે બચાવી શકે?"
તમે પૂછો: કોનો દોષ હતો–કોની જવાબદારી આ મૃત્યુની,
સરકારની, મકાનમાલિકની કે કમનસીબ ભાડૂતની?
સાચી વાત કહું? –
અમારા ખીસામાં રૂપિયાઓ હોતા નથી,
હોય છે માત્ર ડૂસકાંઓ જ.
અને ડૂસકાંઓથી જગ્યા ખરીદી શકાતી નથી એનો આ દોષ છે,
દોષ અમારો છે કે
તૂટી પડતા મકાનને પણ અમે છોડીને જઈ નથી શકતા!
□

–બાશો

ઘંટ રણકી શમી ગયા–
ને પુષ્પપુષ્પે છેડી ત્યાં તો
સુરભિતણી સૂરાવલી.

–ઓનિત્સુરા

આછોતરી પવનની લહર
ને ગગનનો શુષ્ક ઘુંમટ ભરે
શરૂતરુ–સ્વર.

ઘણી બધી શકયતાઓ.... □ જ્યોતિષ જાની

....ના છેડા અહીં હૃાઉ માથે લટકે છે. લટકવું એટલે
ના કયહીં અટકવું. લાગ આવે તો છટકવું. ધીમે ધીમે
મટકવું. કંઈ ને કશું પટકવું.
જેમકે, આ એક ખુરશી. જરા તૂટેલી છે. એનો
પાયો ઢીલો પડી ગયો છે. તો યે બેસવું. બેસો. કેમકે
ઘણી બધી શકયતાઓના છેડા અહીં હૃાઉ માથે લટકે છે.
બેસવું કેવું કે પદ્માસન વાળી શકાય. ચિત્તવૃત્તિ નિરોધી
શકાય. નિરોધી શકાય તો અણગમતું કશુંક વિરોધી શકાય.
કે શકવું શકવુંની ઘણી બધી વાતોને પ્રબોધી શકાય.
કશું નહીં તો આખરે સંબોધી શકાય. શકવું એટલે
મૂળે તો શુક રાજાની દીકરીને પરણવું અથવા શકવું
એટલે નાક નસીંકવું. ઘણી બધી શકયતાઓ માટે શબ્દોને
ઓળખવા અર્થોને પારખવા પછી અર્થોને વ્યર્થોની
પરંપરામાંથી ઉગારી લેવા. જેમકે, આ બારી–ની બહાર
જોવું. જોવું એટલે જોતું. અથવા જોવું એટલે આંખો મીંચવી.
આંખો મીંચવી એટલે અંતર્ધાન થવું. ટૂંકમાં, થવું. કશુંક
થવું. કશુંક થવા જનમ લીધો છે. સુફલ, વિફલ, અફલ, ચારુફલને
ઓળખવાં. ફળફળાદિ ખાવાં. ઠળિયા એકઠા કરવા. ઠરવા જેવું
ઠાવકુંઠાવકું ઠરવા દેવું. ઠઠોરી કરવી નહીં. શકયતાઓના
ઠળિયા વીણી લેવા. હાડ ગળિયા તો ગળિયા મારા રાજ!
ઠળિયા એટલે ઠળિયા, મનમનોહર મળિયા. કામકાજ નહીં સૂઝે
કારણ કે શકયતાઓના બધા જ છેડા બધા જ છેડા અહીં
હૃાઉ માથે લટકે છે.

સંજ્ઞા ૨૦]

સલામ મારા દેશને-મારા દેશની માટીને,
મારા ભેરુઓને
જેમણે મારા શૈશવના ખૂણેખૂણાને આનંદથી કલ્લોલિત કર્યાં.
સલામ પેલા ગુલાબના ફૂલને
જેણે મારા આકાશમાં મુલાયમ સ્વપ્નો ગૂંથ્યાં.
સલામ પેલી દર્દભરી કોયલને
જેણે મારા હૃદયને આંબાનું વૃક્ષ બનાવ્યું.
સલામ પેલા પોપટને જે મારા આનંદ ખાતર પિંજરામાં વસી
'સીતારામ સીતારામ' રટતો રહ્યો.
સલામ પેલી કામધેનુને જેણે પોતાની અમીધારાથી
મારા શરીરના કોષોને ધબકતા રાખ્યા.
સલામ મારી માને જેની આંખોએ મને ક્યારે ય દૂર ન કર્યો.
અને
સલામ મારા શબ્દોને
જેમણે મારા હોઠોને સતત ગૂંજતા રાખ્યા.
□

ભીનાછમ્મ રણદરિયા ! □ લાલજી કાનપરિયા

તળાવ તરસ્યું, કાંઠા ભીના, ભીનાછમ્મ રણદરિયા !
આ ઝાકળસીનું સવાર ખૂંચતું છાતીમાં એવું કે
ચોગરદમ રેત નીગળતી નદીઓ ખળખળ વહેતી.
વહેતી વહેતી કો'ક શ્વાસમાં ફૂલ માણ્યાની
કાંઠે ઊગ્યા ઘાસ સરીખી કૂંણી કૂંણી દંતકથાઓ કહેતી.
ઘટના એવી કોઈ બની કે પાણીમાં પથ્થર તરિયા !
તળાવ તરસ્યું, કાંઠા ભીના, ભીનાછમ્મ રણદરિયા !
પાંપણ લથબથ, ફળિયું લથબથ, અડધીપડધી-
રાતે ય લથબથ થાય એવડું શમણું લોહી નીગળતું આપો.
ઝાડ–પાંદડાં પીગળી પીગળી વહેવા લાગે એવું
તડકાછાયું, વાદળછાયું, ઝળહળતું આકાશ પીગળતું આપો.
ખરા બપોરે શ્વાસો બટકયા છાતીમાં અભરે ભરિયા !
તળાવ તરસ્યું, કાંઠા ભીના, ભીનાછમ્મ રણદરિયા !

પ્રિય સુરેશભાઈ,

"કવિતા'ના ઑગસ્ટ ૧૯૭૬ના અંક ૫૪માં પ્રસિદ્ધ થયેલી કવિતામાં કઈ કૃતિ શ્રેષ્ઠ, તે નિર્ણય જણાવવાની કામગીરી તમે મને સોંપી, તે વેળાએ જ મેં મારી મર્યાદા સમજી એવી અનધિકાર ચેષ્ટાથી મને વેગળા રહેવા દેવાની વિનંતિ તમને કરી હતી. પરન્તુ મારા જેવા સામાન્ય અવલોકનકારની નરમાશભરી નામાં હતી, તે દઢતાને વિશ્વાસગર્ભ તથા સ્નેહભર્યા આગ્રહથી તમે ઓગાળી નાખી નિશ્ચિંત થયા, ને હું સચિન્ત તથા ઉદ્વિગ્ન થયો. કારણ વસ્તુવિષયની દૃષ્ટિએ પૃથ્વીતત્ત્વ કિન્તુ અર્થઘટનની દૃષ્ટિએ આકાશગુણ ધરાવતા કવિતા પદાર્થમાં અનુસ્યૂત રહેલું કાવ્યતત્ત્વ, તેના આત્મારૂપ ભાવગત કે વિચારગત વ્યંજના, કવિહૃદયની લાગણીનું પાતાળ કે તેમાં ઊઘડતું ચિંતનનું આભ, પ્રતીક, ઇત્યાદિનું આકલન, લયની છટા તથા શબ્દના પોલાણમાં અદૃષ્ટ રહેલાં અર્થનાં વિશ્વો આ સર્વનો તાગ પામવાનું, કવિતાના ગંગોદક માંથી ક્વચિત આચમન કરનાર મારા જેવાનું ગજું કેટલું? તથાપિ પાડેલી ના ને દઢતાથી વળગી નહીં રહેવાની મારી નિર્બળતાને કારણે "અનારંભો હિ કાર્યાણામ્ પ્રથમમ્ બુદ્ધિ લક્ષણમ્" જાળવી ન શક્યો એટલે "આરંભસ્ય અન્ત ગમનમ્ દ્વિતીયં બુદ્ધિ લક્ષણમ્" એ બુદ્ધિનું બીજું લક્ષણ જાળવવા ઉદ્યત થઈ અંકમાંની બધી કૃતિઓ ધ્યાનથી વાંચી ગયા પછી અલ્પમતિ અનુસાર મારો નિર્ણય જણાવું.

શ્રી વિનોદ જોશીની 'કાવ્યસર્જન વેળા પ્રેયસી - (પ્રિયતમનું આગમન જોઈને)", શ્રી જગદીશ જોષીની "(વિ)ચિત્ર" તથા શ્રી સુન્દરમ્‌ની 'અશ્રુ - મોક્ષ' આ ત્રણે કૃતિઓ અન્ય કૃતિઓની તુલનામાં મારા ચિત્તમાં વિશેષ ભાવે વસી હોવા છતાં એકને જ ઉત્તમ તરીકે ઠરાવવાની હોવાથી વ્યક્તિનિરપેક્ષ રહીને, શ્રી સુન્દરમ્‌ની "અશ્રુ-મોક્ષ" અન્ય બેના કરતાં કંઈક વિશેષ ઉત્તમ લાગી હોવાનો નિર્ણય નમ્રતાપૂર્વક જણાવું છું

શ્રી વિનોદ જોશીની કાવ્યનાયિકાની પ્રિયતમ વિરહની વેદનાની ઉત્કટતા અથવા તીવ્રતા શબરી, સીતા અને અહલ્યાના સંદર્ભમાં સમભાવ જન્માવે છે. અંતિમ પંક્તિમાં અહલ્યાનું સુખદ સ્થિત્યંતર વિરોધી કરુણ સાથે સમતુલા નિર્માણ કરે છે. 'વ્યંજનાની **આંખોમાં લયને આંજયો ને હજી છૂટા ઉડે છે મારા કેશ...'** જેવી પંક્તિ, કાવ્યસર્જનની પ્રક્રિયામાં ગોઠવાવા ઉપરાંત એક રમણીય ચિત્ર પણ ખડું કરે છે.

શ્રી જગદીશના કાવ્ય નાયકની સ્વાંતર્ગત વ્યથા અને વેદના, નિસર્ગની તથૈવ લીલાથી જાણે કંઈક સહ્ય બનતી જણાય છે. કારણ કૃતિની સાતમી પંક્તિથી નિસર્ગની લીલાનું અનુકૂળ પાસું વિસ્મયનો ભાવ જગાવી જડમાંથી ઉદ્‌ભવતા ચૈતનના સંદર્ભમાં

નાયકની માનસિક દ્વિધા છતાં તેને સ્વસ્થતાની ક્ષણો મેળવી આપે છે. નાયકની આકુલતાની દર્પણવત્ નિદર્શક નિસર્ગ, તે પછી સ્વસ્થ પળોમાં થતું ને વિચાર પ્રેરતું નિસર્ગનું અનુકૂળ દર્શન, ત્યાર બાદ કુદરતમાં વિસ્મયપ્રેરક એવી સર્જન પ્રવૃત્તિ, આ ત્રણ ત્રણ સ્થિત્યંતરો છતાં, વેરાનોમાં તરસ તરસી ચીસ કાવ્ય નાયકના સ્થાયી ભાવરૂપે ચાલુ રહી અનુભૂતિનું વર્તુલ પૂરું કરે છે. નાયકની આ કાલિક વિશિષ્ટ ભાવમય સ્થિતિનું ચિત્ર સ્વસ્થ કલમની સફાઈભરી નીપજ છે. કિન્તુ આ બંને કૃતિની તુલનામાં સુન્દરમ્‌ની કૃતિમાં ભાવાર્દ્રતા તેની ચરમ સીમાએ પહોંચતાં "ઉન્હાં આંસુની ચોધાર સરિતા" સ્વરૂપે પ્રગટ થાય છે, ત્યારે જડત્વથી માંડીને ચેતનાને ઉલ્લસિત કરી તેમાં ભરતી આણે એવા પ્રેમ, કરુણા અને મૈત્રી જેવાં ભાવાત્મક (Positive) તત્ત્વોના સુખદ પ્રતિભાવો નિર્માણ કરવા ઉપરાંત છેલ્લી ચાર પંક્તિઓમાં સૂચવાયું છે તેમ અશ્રુઓનું બાષ્પીભવન અર્થાત્, વેદનાનું અશેષ વિલોપન થતાં અ-ગુણ આકાશ જેવો નિખાર અને જગત સમસ્તને આવરી લેતી આનન્દની વ્યાપ્તિ આ સ્થિત્યંતરમાં પ્રેમ, કરૂણા અને મૈત્રી જેવાં શાશ્વત તત્ત્વોની પ્રતિષ્ઠા થઈ છે. અશ્રુમોક્ષ એ કેવળ અનાવિલ આનંદમય અવસ્થાનો નિદર્શક છે. જગત સ્વત: જેવું હોય તેવું, કિન્તુ નિજાનન્દની સ્થિતિમાં આખા જગતની આનંદમય સ્થિતિની કલ્પના કરવી તે 'સબ્જેક્ટિવ'ની 'ઓબ્જેક્ટિવ' માં થતી ઊર્ધ્વગતિનું પણ નિદર્શક છે આ વસ્તુ કૃતિને છે તે કરતાં પણ ઉચ્ચ સ્તર પર આરૂઢ કરે છે. કવિને પોતાને શું અભિપ્રેત હશે તે તો કવિ સિવાય અન્ય કોણ કહી શકે? અને ઉક્ત સિવાય અન્ય અર્થ, કાવ્યમાંથી નહીં જ નીકળે એમ પણ કોણ કહી શકે? કવિતા પરત્વે અર્થતત્ત્વ એ કોઈ સસીમ પાર્થિવ વસ્તુ નથી, શરૂઆતમાં કહ્યું તેમ કવિતાનો એ આકાશ ગુણ છે.

– કૃષ્ણવીર દીક્ષિત



–ઓનિત્સુરા

ખળી ગયેલા ખેતર કેરી
ભસ્મ વેરતો
વિલાપસહ નિઃશ્વસતો વાયુ
દૂર દૂર વહી જાતો.

– માસાહિદે

બળી ગયું ઘર મારું–
હવે હું
ચંદ્રોદયના
વધુ સરસ દર્શનનો માલિક

ગીત □ હરીન્દ્ર દવે

વગડે ઊગેલ કોઈ ઝાડ હોઉં એમ
મારે માથે ને હાથે
આ તીડ અને તમરાંઓ સાગમટે આવીને બેસે.
જાઉં જો ઉડાડવા, તો વ્હેતા આ વાયરામાં
ડાળીઓ હલે – ની જેમ
થોડાં ઊડીને ત્યાંજ રહેશે.

તારાઓ આભ થકી ઊતરીને આવે
ને ગોઠડી ચકાવે છે
પાંપણના પલકારા સંગે,
જાતને ન જાણ થાય એમ
અહીં ઓચિંતુ ચારે દિશાએથી
અંધારું આખો મને રંગે,
આસપાસ ઝાડિયું તો લટિયાળા બાવાની જેમ
મારી સામે જુએ ને
હવે લાગે કે કંઈક કહી દેશે.

કાલ હજી કોરી કાળી માટી હતી ત્યાં
આજ ઊગતી સવારે ઝરે
ભીનાં તરણાંનો લીલો રંગ
ટાઢી એકલતાની ભીતરમાં જાગે ને
ને ઠેઠ સુધી લાગે છે
ક્યાંક કોઈ હૂંફાળો સંગ;
ચકલાઓ આવી અહીં મોતી ચૂગે છે
એમાં કૌતુક કેવું ને કેવી વાત,
જરા પૂછો તો તરણાંઓ કહેશે!

અમે શબ્દોને શોધવા નીકળ્યા હતા અને પંખીનાં ગીત લઈ પાછા વળ્યા

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૧૦ : અંક ૧ : ઓક્ટોબર, ૧૯૭૬
સળંગ અંક : ૫૫
મુખપૃષ્ઠ–સજાવટ : દિનેશ દલાલ
લાભશંકર ઠાકરનું 'કૅરિકેચર' 'શિવ'
પૃ. ૩૫ : તસ્વીર : પ્રફુલ્લ પટેલ
પૃ. ૩૮ : તસવીર : મોહનકુમાર

# કવિતા

[ દ્વૈમાસિક ]



સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં વીસ, છૂટક નકલના રૂપિયા અઢી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

KAVITA Regd. No. R.N. 16800/67





(Left to right) Spender, Auden, Hughes, Eliot and MacNeice at a party given by Faber & Faber in London in 1961.

Auden with T. S. and Valerie Eliot at the same party.



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

અંક ૫૬ : ડિસેમ્બર ૧૯૭૧

દોઢ રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન




રઘુવીર ચૌધરી

(કવિતાએ કાનમાં કહ્યું) □ શિવ પંડ્યા

આમ ને આમ
આંધળી ભીંતો ઉપર હાથ ફેરવતાં ફેરવતાં
હાથ લાગી ગયું એક અવડ બારણું
આગળા ખોલ્યા ને કિચૂડકટ્ અવાજમાં
ધસી આવ્યો કુમળો કુમળો પ્રકાશ
દોડી ગયો આળસુ અંધકાર
ઝૂમી ઊઠયું લીમડાનું ઝાડ
આનંદવિભોર સર્પ જેમ રસ્તાઓ સળવળ્યા
ને બુદ્ધિનું બધિરત્વ પીગળ્યું
ચારેકોર કિલ્લોલતો અવાજ અવાજ
અંદરનું અંધત્વ ઓગળ્યું
ચારેકોર સુગંધભર્યો અજવાસ અજવાસ
હવે
બારણે બંધાયું છે સાત સૂરજનું તોરણ
આંગણે ચીતરાઇ છે ઇન્દ્રધનુની રંગોળી
તેજલ અશ્વ જેવો થનગનતો માંહ્યલો
કાનમાં કહે છે મને
બારણું હવે ભીડતો નહિ
હોં કે.

ત્રણ કાફિયાની ગઝલ ☐ નયન દેસાઈ

ડાળ વગરની ડાળ ઉપરથી પાંખ વગરનું પીછું થઇએ ટહુકો થઇએ છટકી જઇએ
ચાલ હવે છાતી વીંધીને આંખ વગરનું આંસુ થઇએ ડૂમો થઈએ પીગળી જઇએ
કોણ ભલા સાંભળવાનું છે બળબળતી ચીસો તારી આ પડઘાઓનાં મહાનગરમાં ?
નાગ પરિચયનાં વીંટાળી નામ ; વગરનું મ્હોરું થઇએ શબ્દો થઇએ થીજી જઇએ
કાંધ ઊપર ક્ષિતિજ અને ક્ષિતિજ અને ક્ષિતિજ અને દૃષ્ટિમાં ધુમ્મસનાં વાદળ લૈ
સાંજ સવારોની ગલીઓમાં છાપ વગરનું પગલું થઇએ રસ્તો થઇએ ભટકી જઇએ
કોઇ દિવસ તો બની છાકટા સૂરજ જેવા સૂરજને પણ શમપૂરી હુલ્લાવી દઇએ
ઘોર પછી અંધારું ઓઢી નીંદ વગરનું શમણું થઇએ ફાંસો થઇએ લટકી જઇએ
ચૂપ રહીને જોયા કરીએ સાવ અજાણ્યું અંત વગરનું ભર્યુંભાદર્યું રણ માણસનું
હોઠ બળે તો બળવા દઇએ મૌજ વગરનું મોજું થઇએ તણખો થઇએ સળગી જઇએ.

ગઝલ □ નયન દેસાઈ

આ વ્યકિત આ ટોળું આ શબ્દો, ધુમાડો
આ આંખો આ દૃશ્યો ને ઊંડી કરાડો

હા, એકાંત કણસે છે છાતીમાં ઊંડે
આ હોઠો આ હસવું ને મૂંગો બરાડો.

લે, પડછાયા ડાઘુ થઈ બેઠા છે ઘરમાં
આ પગરવ આ ઊંબર ને ભાંગ્યાં કમાડો

તો, પોતાનું સરનામું મળવાનું ક્યાંથી ?
આ દર્પણ આ ચહેરા ને ઝાંખા પહાડો

હું, સૂરજનો કોઈ આઠમો અશ્વ છું
આ રસ્તો આ ચાબૂક ને વાંસો ઉઘાડો

ને, ચપ્પૂ તો છાતીમાં ઊતરે પરંતુ
આ હાથો હથેળી ને એમાં તિરાડો

–કે તૂટી પડયો છે પુરાણો ચબૂતરો
આ શેરી આ સંધ્યા ને સંભળાય ત્રાડો

□ મુકુંદરાય પારાશર્ય

માછલીને જીવવા
ખોબો – ખાબોચિયા જેટલું જળ તો જોઈએ,
તેમ જીવને પ્રેમ.
એમ કરતાં જો સરોવર મળે
તો !

કવિતાના ક વિશે ☐ પ્રાણજીવન મહેતા

દીકરા મ.
તને હજુ સ્વાદ આવે છે?
અને સ્વપ્નમાં પરી પણ?
જો એમ જ હોય તો તું હજુ
પરિપક્વ થયો ના કહેવાય. દીકરા મ.
તને કેમ સમજાવું કવિતાનો ક?
બારાખડીના બીજા અક્ષરોનું તો સમજ્યા;
ગમે ત્યારે શીખી શકાય.
પણ ક કવિતાનો શીખાય નહીં ઝટ.
અને તું તો હજુ ઊંઘમાં પણ બોલતો હોય છે.
તારો આ વાક્‌વિસ્તાર
જાગૃતિ સુધી ક્યાં પહોંચ્યો છે ભાઈ?
મૂંગા રહેવાનો મહિમા છે આ પ્રદેશમાં.
ભાષા બોલવી તો બહુ સરળ છે;
પણ બે શબ્દો વચ્ચેની તિરાડ પૂરવી
અઘરી છે. સમજાય છે કાંઈ?
હવામાં ઊડતા ઘોડાઓને
બાંધી દે પાણીમાં રચેલા કિલ્લામાં
અને રાક્ષસની મોંફાડમાં ફળ વગરના ઊગેલા વૃક્ષનાં
પાંદડાં ખંખેરી નાખ.
પાંપણ પર બેઠેલી સાત સમુદ્ર પારની સૃષ્ટિને
સંકેલી લે થોડી ક્ષણોમાં
પછી તને દેખાય ઝાંખો પાંખો ક કવિતાનો
તો વાત માંડીયે કંઈ આગળ દીકરા મ.

ગઝલ ☐ મણિલાલ હ. પટેલ

યાદોની લીલી ક્ષણ છે અને
મારી હથેલીમાં રણ છે અને
સુક્કુંખંખ તડકાનું ઝરણ છે અને
આંખોનું તરસ્યું હરણ છે અને
રસ્તે અમારું મરણ છે અને
થાકી ગયેલાં ચરણ છે અને
હું જીવું છું એ તો રણ છે અને
હજી જીવવાનું પણ છે અને
મને ઝાંઝવાનું સ્મરણ છે અને
સ્મરણનું જ પાછું રણ છે અને
હજી શ્વાસમાં કોક જણ છે અને
છાતીમાં ઝૂઝતા વ્રણ છે અને
ઉપરથી ઝીંકાતો ઘણ છે અને
નીચે તમારું સ્મરણ છે અને

☐ દિનકર સોનવલકર
☐ અનુ. નિરંજના સટ્ટાવાલા

જી,
આ કવિતાઓ
કંઈ અજબ જ છે.
તે જૂનાનાં દંભનો જ
ચૂરો નથી કરતી,
નવાના નકલીપણાને પણ
ઉપસાવે છે.
આ કવિતાઓ
ખરેખર
એ 'દિનકર' ની છે:
દરેક સાંજે જે
જૂનો પુરાણો ડૂબે છે
પરંતુ દરેક સવારે
નવોનકોર ઊગે છે.

ઘણા સમયે કવિતા લખતાં.... ☐ વિનોદ જોશી

કાગળના ધગધગતા રણમાં પડી ઘાસની સળી
જંગલ જેવી એક કલ્પના મળી....
બધે તરસના ઝાડઝાડની ડાળડાળમાં મૃગજળ જેવું તગમગ તગમગ
ખરે સૂરજના કટકા કોરી હથેળિયુંમાં થાય વાવટા ડગમગ ડગમગ
વનવાસે ગઇ નસીબરેખા અધવચ પાછી વળી
પડતર પીળા એક હાથને ફળી...
એક લ્હેરખી ઘાસઘાસમાં આરપાર ને આંગળિયુંમાં સળવળ સળવળ
એક શ્વાસ ને એક યાદ ને અક્ષર જેવું એકસામટું ખળભળ ખળભળ
બળબળ તડકે ઝાકળભીની ગંધ ગીતમાં ભળી
ફૂલ ફૂલ થઇ ઢળી પડી રે કળી...

☐ મુકુલ ચોકસી

લીલોતરી પાંખોની લાવ સમેટી લઉં હું ઝટપટ નહિતર્
આખેઆખું પિંજરું લઇને ઉડી જશે આ પોપટ નહિતર્

કોઇ મરેલા કૂતરા જેવા અમે પડયા ના હોત અહીં
ધસમસતા આ કાળની લાગી ગઇ છે અમને અડફેટ નહિતર્

એક લાગણી નામનું પ્રાણી લગભગ કેવું હોઈ શકે
દરિયા જેવું ભોળું, નહિતર માણસ જેવું નફ્ફટ, નહિતર્ ?

આમ પવન અમથો રઘવાયો થાય નહીં મારા સ્પર્શે
મારી પાંચેપાંચ આંગળી બની ગઈ છે બરછટ નહિતર્

લેવું – દેવું, હસવું – ભસવું, બળવું – મળવું, શ્વસવું – ડસવું,
હોવું – ખોવું, ડરવું – મરવું, – સર્વ ક્રિયા છે ફોગટ નહિતર્

એક કાવ્ય ☐ કિશોર મોદી

એઈ વીહલા હાંભળ મારી વાત.
ગામનો મંગલો ભૂવો જ્યારે ડાકલી વગાડીને ધૂણતો ઓઈ ત્યારે
તેના ચાળા ની પાડતો....
ભેંહનાં હિંગડાં ભેંહને ભારી એ મારે તને કંઈ કે'વાનું નીં ઓઈ.

હિવાહાના દા'ડે ઢીંગલા-ઢીંગલીના લગન વખતે
પેલો ફીકુ બામણ ઊંધા મંગળફેરા ફરવાનું કે'ઈ ત્યારે
જાન માંડવે આવે ને કન્યા અઘવાની થાય એવું
બા'નું નીં બતાવતો એ મારે તને કંઈ કે'વાનું નીં ઓઈ.
ગોકુલઅષ્ટમીની રાતે કૃષ્ણનો જનમ સમય વીતી જાય ત્યારે
'સંભવામિ યુગે યુગે'નો શ્લોક ટાંકીને સિઝરિયન કરવાની
વણમાગી સલાહ નીં આપતો.
લોકોને ઉજાગરા થાય તેમાં આપણા બાપનું હું જાય.
એ તો કામળ ભીની થહે તેમ ભારી લાગહે એ મારે
તને કંઈ કે'વાનું નીં ઓઈ.

નવરાતના દા'ડામાં લઠ્ઠો પીવાથી કોઈને માતા આવે
કે કોઈને હાપ કરડે ને ભાથીદાદાની હાજરીથી ઉતરે
ત્યારે રખે કંઈ બોલતો.
ઊકરડામાં હાંઢ મૂતરે તો કેટલી અસર થાય એ
મારે તને કંઈ કે'વાનું નીં ઓઈ.

ગામમાં કોઈનાં છૈયાં-છોકરાંને રતવા થાય
ને રામલીલા રમાડવાની બાધા રખાય ત્યારે નકામો વિરોધ નીં કરી બેહતો.
'કુંવરબાઈનું મામેરું'નો ખેલ ભજવાય ને નરસી મે'તો
આથમાં પખાલ લઈ, રાગ મલ્લાર ગાવાની તિયારીમાં
ઓઈ, ને કોઈ બુધિયો ઝાડ પરથી પાણીના દોરિયા સાથે
નીચે પડી જાય ત્યારે વી.આઇ.પી.ની ચેરમાં બેઠો બેઠો અહતો નઈં.

નઈંતર પેલા ગુલબા ફક્કડને ખોટું લાગહે.
રામલીલા તો આવીજ ઓઈ. છાણાના દેવને ચનોઠીની જ
આંખ ઓઈ..... વાલનીચે નંઇ એ મારે તને કંઈ કે' વાનું નીં ઓઈ.

વળી ગામમાં તો આવું જ ચાઇલા કરે.
હરપંચ બોલે તે હ૦વા વીહ ને બે પાણ.
રામજી મંદિરના ઓટલે મૂકેલી ધરમાદા પેટીના પૈહામાંથી
હરપંચનો છનિયો હાંગ ધોળી બીડીના ધુમાડા કાળે
ને હરપંચને મન મારો પોઈરો એટલે યુધિષ્ઠર ને બીજાના દુર્યોધન.
ત્યારે તને કદાચ એમ થાય કે વરની મા છીનાર તો જાન્નડીને હું કે'વું ?
પણ આપણે તો ગામમાં રે'વાનું છે,
એટલે બૂઈડા તો બે વાંહ વધારે, હમજ્યો.... એ મારે તને
કંઈ કે'વાનું નીં ઓઈ.



છે અને નથી □ માલિની શ્રોફ

વૃંદાવનની કુંજગલીમાં
સુક્કી કદંબની ડાળ
ન કૂજતી કોકિલાને
પૂછે છે:
એક જ પ્રશ્ન
ક્યાં છે કૃષ્ણ?

રાધાની આંખ વિના
એ આકાશ તરફ જુએ છે
અને આકાશ શ્યામ થતું નથી

ધરતી અને આકાશની વચ્ચે
હવે કેવળ પ્રશ્ન છે,
કૃષ્ણ નથી.

અત્તરિયા રાજા ! ☐ લાલજી કાનપરિયા

ઊગ્યા ઊગ્યા ડુંગર વચ્ચે હરિયા રે અત્તરિયા રાજા !
પડછાયા પાણીમાં એવા તરિયા રે અત્તરિયા રાજા !

પાંપણમાંથી કોઈ અચાનક છટક્યું રે અત્તરિયા રાજા !
લોચનને અંધારું એવું ખટક્યું રે અત્તરિયા રાજા !

ખરી ગયેલા શ્વાસ છાતીએ વાગ્યા રે અત્તરિયા રાજા !
અડધી રાતે સાગ-ઢોલિયા જાગ્યા રે અત્તરિયા રાજા !

હથેળીયુંમાં ખળખળ નદીયું વહેતી રે અત્તરિયા રાજા !
ભીની ભીની દંતકથાઓ કહેતી રે અત્તરિયા રાજા !

ઘર, ફળિયું ને નળિયાં ડસવા લાગ્યાં રે અત્તરિયા રાજા !
અમને અમારાં શમણાં હસવા લાગ્યાં રે અત્તરિયા રાજા !

☐

છાયા ☐ થાંના શેળકે ☐ જયા મહેતા

ભર બપોર : રસ્તાની બાજુએ હું ઊભી
મારી પાછળ ઊભું એક ઝાડ
અને મારી સામે તેની છાયા ફેલાયેલી.

ઝાડનું થડ કાળું, ડાળીઓ કાળીભૂખરી,
લીલાંછમ તેનાં પાન, ઉપર ભૂરોજાંબુડી મ્હોર
ચમકદાર કાળી પાંખવાળો એક કાગડો પણ ડાળી પર.

ઝાડમાં અનેક રંગ-કાળો, ભૂખરો, લીલો, ભૂરોજાંબુડી,
મારી સામેની છાયા કેવળ કાળી,
થડ કાળું, ડાળીઓ કાળી, ઘટા કાળી,
મ્હોર કાળો અને કાગડો પણ કાળો જ

બધા રંગ ભેદભાવ ભૂલીને કાળાપણામાં એકતા પામેલા
ઝાડને તેનું ઝાડપણું છાયામાં મળેલું—
ઝાડ પોતે જ છાયામાં જીવંત.

સુખ □ હસિત બૂચ

પ્રસન્ન મન–ચિત્ત, દેહ નરવો રહે; ના રુકે
પ્રયાણુ વચમાં, નડે વિપત તોય; લાધી રહે
મને પરબ પ્રેરતી, હરિત છાંયડો વત્સલ;
ધસે તિમિર વા ઢળે ઝળક તેજ, તોયે પથ
રહે ઉકલતો મને સતત આપસૂઝે; પગ
ધરારજ થકી સુહે; ગગન ઇંગિતે મસ્તક
રહે અભય; અંતરીક્ષ રુધિરે ઝિલાતી રહે;
અને નમતી સાંજરે અહીં જ ઓસરી હિંચકે
રહે ઝમતી સોહિણી મુજ ગળે; ઉશીકે રહે
ગુંજી સ્વપન; કોકીને કપ સવારની લિજ્જત
રહે ફરકી; – એ સુખ, સુખ બીજાં ય બાહ્યાંતર
ચહું, સુખ ચહું, ચહું સુખ, અહો, ચહું હું સુખ.
તમે પ્રિયજનો પરંતુ મુજ સંગ જો હો ન, તો
કશું સુખ? મને નહીં સુખતણો ધખારો કશો.

□

વેદનાના વેદ □ જયન્ત પાઠક

વેદનાના વેદ ભણતાં ભણતાં
અમારો ગોખણિયો ગોપાળ
વેદિયો થઇ ગયો!
હવે એ પાંજરામાં બેઠો બેઠો
–ભૂખ્યો નથી, તરસ્યો નથી–તો ય
જાત જાતના લહેકામાં
મરચા જેવી તમતમતી જીભે
‘વેદના, વેદના’ રટયા કરે છે ને
ઈશ્વરનો પાડ માને છે:
‘જીભ બનાવી બોલવા, ભલું કર્યું ભગવાન!’

કશુંક છે □ ગઝલ □ ભગવતીકુમાર શર્મા

જેને કહો છો શ્વાસ એ ભ્રમણાની ફૂંક છે;
એ કાંઈ પણ નથી અને તો યે કશુંક છે.

પેશન્ટ છું ટી.બી.નો કે માણસ કડેધડે?
લોહી કહેશે, ગળફો છે કે માત્ર થૂંક છે?

વેરાન છો ને ચારે તરફ વિસ્તરી ગયું;
આંખોમાં તો ભીનાશ હજી ચાંગળુંક છે.

'મા પડ'ના રિક્ત પડઘા ને ધસમસતાં ચોસલાં;
અસ્તિત્વ બીજું શું છે? એક ગિરનારી ટૂંક છે.

'મુઠ્ઠી આ બંધ હોય કે ખુલ્લી'-ની ધારણા;
અંતર ઉઘાડ-બંધ વિશે કેટલુંક છે?
□

આજે તો- □ જયા મહેતા

રણમાં ડૂબી ગયેલાં ઊંટનાં પગલાં જેવા
પાંપણે શોષી લીધેલાં આંસુ જેવા
જીભને ટેરવે અટકી ગયેલા શબ્દો-
તમારો ફોટોગ્રાફ મળતો નથી
તમારો એક્ષ-રે લઈ શકાતો નથી
તમને ટેપ-રેકૉર્ડ કરી શકાતા નથી

કોઈ ભગીરથ ગંગાને અવતારશે
તો કદાચ....

આજે તો
તમારી હયાતીનો કોઇ સંકેત
વાતાવરણને ભીંજવતો નથી.

## નાતો □ આરતી પ્રભુ □ જયા મહેતા

આવા રસ્તેથી જઇ શકાય છે!
ગટરના ગંદા પાણીમાં જુઓ તો ખરા
જુઓ તો ખરા તેઓ કેવા ન્હાઈ શકે છે!
અહીં અમારા પગ વટલાઇ જાય છે
આંખ ઢાંકીને કીડીઓ ફાટે છે
ભરેલા પેટે આંતરડાં તૂટે છે.

સડીને બાકી રહેલાં સ્તનમાંથી
મા બાળકને પાનો પાય છે....સત્યની જેવો
તેમની થાળી તેમનો હોય છે
એંઠા ભાત વાસી હોય છે
માણુસ છતાં ભૂત જેવા દેખાય છે
તેમના હોઠે શબ્દ હોય છે ગાળો જેવા
(પણ તે અમે આપેલી
મૂઠી મૂઠી ભીખનો અર્થ હશે!)
માદા અને મા એક જ દેહમાં સડે છે
આવા રસ્તેથી જઈ શકાય છે!

ઝાડનાં ફક્ત પાંદડાં ખરી પડે છે
અહીં એમના પગ ખરી પડે છે
તો પણ દૂધાળી નાનકડી આંખો હસતી હોય છે
ભૂરાં ભૂરાં રાનફૂલોની જેમ
ગટરના પાણી સાથે આ આંખોને શો નાતો?
આવાયે રસ્તેથી જઈ શકાય છે!

આવો શિશુ □ વિપિન પરીખ

આવો શિશુ!
શું નામ રાખશું તમારું?
મને સિદ્ધાર્થ ગમે. મને કૃષ્ણ ગમે.
આવો, તમને ક્યાં રમકડાં ગમશે?
તમને બાણ ગમશે?
સ્તબ્ધતાનાં જાળાં બાઝી ગયાં છે અહીં ખૂણે ખૂણે.
વીંધી નાખો એને તમારા તીરથી!
યમુનાના જળમાં જે દડો ખોયો હતો તે તમને ગમશે?
એ દડાના એક ઘાથી
પેલા અક્કડ 'ફ્લાવર વાઝ'ના ટુકડે ટુકડા કરો!
તમે કયું ગીત ગાશો?
કાળરના કલબલાટથી ભીંતોને દોડતી કરી મૂકો.
આ ઘડિયાળના નિસ્તેજ ચ્હેરાને ખડખડાટ હસાવી મૂકો.
પુસ્તકોના એક એક પાનાની હોડી બનાવીને તરતી મૂકો!
તમારી આંખોના ગુલાબી પોપચાં પર પરીઓને રમવા બોલાવીશું.
આવો કૃષ્ણ,
તમારી પા પા પગલીથી આ ઠંડી ફરશ ઉપર વૃંદાવન ઊભું કરો!

## મુંબઈ, મિત્રો, દરિયો વગેરે □ રમેશ પારેખ

તને કેટલું ય કહીકહીને થાક્યો, મનોજ...
અલ્યા, મુંબઇને કાંઠે તો દરિયો પણ છે
પાણી તો ગમ્મે ત્યાં હોય પણ
એના જથ્થાને દરિયો કહી નાખ મા
(ખાનગીમાં કહેવાની વાત છે:
મેં તો જોયો છે સોનલની આંખમાં)
મુંબઇ તો ઝગમગતી ધૂળ છે
એને મુઠ્ઠીમાં ઝકડીને રાખ મા
ચોપાટી ચીંધી કહેતો'તો અનિલઃ અહીં પાણીના વેશમાં ઊભેલું રણ છે
હાથના ઉપાડાની પાર છે
અરે, ભીડના સીમાડાની બ્હાર છે
(હળક હળક હલતો હ-કાર છે
સાવ ઓગળતા મનનો વિસ્તાર છે)
સૂંઘીએ તો કેવળ અંધાર છે
અને ડૂબીએ તો જળખંબાકાર છે
મુંબઇ તો પથ્થરનું પંખી છે અને એની ચાંચ પાસે દરિયો વેરેલી ચણ છે

## મેં આ ચુંબન તરતું મૂક્યું ☐ રમેશ પારેખ

મીરાં નદીની વચ્ચે મેં આ ચુંબન મૂક્યું તરતું.
હે દક્ષિણના પવન, હવે રખવાળાં એનાં કર તું.
પીડાસતીની દેરી જેવાં ચરમાં તગતગ થાય.
ગુલમહોરની ઋતુઓ અહીંયા જીવ વધેરી જાય.
સાત પાનને છાંયે બેસી વૃદ્ધ થઇ આંગળી.
ફળી ઊગ્યાનું સ્વપ્ન અડકતાં આંખો ભડાભડ બળી.
ફરફોલા જેવો પડછાયો એક મળ્યો તે ઘણું.
હું તો કેવળ માખી પેઠે એના પર બણબણું.
જાન વળાવી પાછી ફરતી મા જેવા આ હોઠ.
દીકરી કરિયાવરમાં લઇને જતી પીડાની પોઠ.
હે ચુંબન, તારી વય સાતે દરિયા સરખી થાવ;
અને આઠમા દરિયા જેવો આવે ક્યાંક પડાવ.
પોષ સુદ અગિયારસ જેવા અભાવમાં થરથરતું;
મીરાં નદીની વચ્ચે મેં આ ચુંબન મૂક્યું તરતું.

ઝાડ અને ખિસકોલી અને ઝાડ □ રમેશ પારેખ

પાણી જેવી પાતળી ખિસકોલી રે ખિસકોલી રમે
ઝરમર ઝરમર બલકે એની બોલી રે ખિસકોલી રમે

ડાળી વચ્ચે ઊભું અવાચક ઝાડવું રે ખિસકોલી રમે
ખુલ્લંખુલ્લા થતું એ ક્યાં સંતાડવું રે ખિસકોલી રમે

ખિસકોલીએ ખોબોક પાડયો પડછાયો ખિસકોલી રમે
એમાં તો આખ્ખા ઝાડનો લડકો ઢંકાયો ખિસકોલી રમે

પાંદડું પાંદડું લસરક લસરક પીંછું થયું ખિસકોલી રમે
ઝાડમાં રેશમ વરણું ઝાડવું ઊગી ગયું ખિસકોલી રમે

ખિસકોલીના જળમાં ઝાડ કુંડાળે ચડયું ખિસકોલી રમે
ખિસકોલીને ઝાડવા જેવું મોતી જડયું ખિસકોલી રમે

ખિસકોલી (ઝાડવાને ચડેલો) ડૂમો રે ખિસકોલી રમે
ડાળીએ ડાળીએ બંધ હોઠની લૂમો રે ખિસકોલી રમે

હીંચકા જેવું ઝાડ ને ખિસકોલી જેવી ઠેસ રે ખિસકોલી રમે
શબરી આંગણુ રામ પધાર્યા ખિસકોલીને વેશ રે ખિસકોલી રમે



ડૉક્ટરની પત્ની □ મુકેશ માલવણકર

દર બર્થડે વખતે
તેઓ કેક કાપવાનું વચન આપીને
પોસ્ટમોર્ટમ માટે આવેલું
શબ કાપતા હોય છે!!

ગીત □ પ્રફુલ્લ પંડ્યા

પરપોટા હોય, એક દરિયો પણ હોય, હોય પાણી વિશેની એક વાયકા
જળજળની સરહદ ઓળંગીને આપણે તો દરિયામાં દરિયો થૈ વ્હેવું
ઉજળા પાણીનો ખૂબ ઉજળો આભાસ લઈ આપણા વિનાનું થૈ રહેવું
રહેવાનું હોય, ચાર ભીંતો પણ હોય, હોય ભીંતોને પોતીકી છાંયકા
ઘરની વચ્ચે ઘરમાં અજવાળું ઉજવીને એકલતા સથવારે ગઈ
શોકસુંદરીની એક ભ્રમણા તૂટી : એની નોંધ અહીં આઠવારે થઈ
આદિ પણ હોય ને અનાદિ પણ હોય, હોય પળપળના લંબાતા ડાયકા !

□

ગઝલ □ જયેન્દ્ર શેખડીવાળા

ક્ષણનાં રહસ્યો પામવાનો આ પ્રતાપ છે
કે ઓસથી દરિયા સુધી મારો જ વ્યાપ છે.

પ્રસરી જવાનું તપ થયું છે શાને આ હૃદય!
શું લોહીમાં સંકોચથી ઝુર્યાનું પાપ છે?

આ રંગ પીંછી દૃશ્ય અનુભૂતિ વ્યર્થ છે
નિર્મમપણે અસ્તિત્વને ચિતરવાનો શાપ છે.

બાળકની જેમ જોઈ શકું હું હવે તને
પાયગમ્બરી મિજાજની આંખોમાં છાપ છે.

હું એક શ્રદ્ધાથી મને વળગી રહ્યો અહીં
કે કાળનો પ્રવાસ પણ અંતે અમાપ છે.

છે— □ શ્યામ સાધુ

આજ નહીં તો કાલ સહુને જોવાનું છે,
કાગળ વચ્ચે ઘર કાગળનું સોનાનું છે!

કૈંક યુગોથી પત્ર લખ્યો છે, પહોંચે છે ક્યાં?
દોસ્ત, નહીંતર સરનામું તો પોતાનું છે!

આલાં લીલાં શબ્દો ઝાકળ પંખી જેવા,
જંતરમંતર ઝાડ સમયનું લોઢાનું છે!

ફૂલોને રણ વચ્ચે પૂલો બાંધો છો પણ
અઢળક આંસુ,સપનું કેવળ તોલાનું છે!

ઊંબર આગળ ઊભો ઊભો હું બોલાવું,
ટેવ તરસની,મારું ઘર પણ મોકાનું છે!

□

□ મુકેશ માલવણકર

આવરણના આભને છોડી તમે
કાચ જેવી જાતને ફોડી તમે

ભીંતની સંવેદનાઓ માપવા
આજ મધમાખી અહીં ચોડી તમે

પીપળાના પાંદડે જે પાંગરી
ક્રોસપર ઇચ્છા બધી ખોડી તમે

હું સમયની માછલી વીંધી શકત,
એક ક્ષણ આપી મને મોડી તમે

કેમ આ વરસાદ રોકાતો નથી,
વેદના આકાશમાં જોડી તમે

શબ્દના દરિયા ઉપર શ્રદ્ધા નથી,
કેમ કાગળની રચી હોડી તમે!

ક્ષણભાર □ જયા મહેતા

અવાજોથી ભીંસાઉં છું -
ગૂંગળાઉં છું.

અવાજોની દુનિયામાંથી
બહાર નીકળવા મથું છું ત્યારે, —
પોતાના સમગ્ર અસ્તિત્વની હૂંફથી
સેવેલું ઇંડું અચાનક ફૂટી જતાં
પારેવું બેઠું હોય
એવું મૌન
ઈશુના મુખ પર મઢાયેલું સ્મિત,
કે બુદ્ધની આંખમાં દેખાતી કરુણા
શાંતિની પ્રતીતિ આપતાં નથી.
અંધારામાં પડછાયા શોધતા
બાળકને જોઈ
હસવું આવે, એમ
હું મારી પર જ હસું છું
ખડખડાટ, ને
એ હાસ્યમાં ક્ષણભાર ડૂબી જાય છે બધા
અવાજો.

## આખરી ઊંઘ પહેલાં ☐ ઉશનસ્

મને અવ ઊંઘવા દેશો ? મને તો ઊંઘ આવે છે,
સફરનો થાક છે દોસ્તો ! અને થોડોક તાવે છે,
દિવો ઝાંખો કરી નાખો, અગર થોડો હજી ઝાંખો,
અને આ બારણું વચમાં જરીક આડું કરી વાખો,
જરાકે તેજનો અજવાશ આંખોને રિબાવે છે. સફરનો૦

તમારી વાતમાં દોસ્તો ! મને રસ ના, નથી એવું;
અગર ના ટાપસી પૂરું બૂરું કંઇ માની ના લેવું,
તૂટે છે નાડીઓ-આ થાક છે કંઇ થાક આયુષને મીંચાવે છે સફરનો૦

તમારા કાફલાને તો ઊપડવું છે ઊઠી વ્હેલા,
તમારા ને અમારા આ સરાઇ જેટલા મેળા,
અમારી અલવિદા હમણાં જ લ્યો, તમને વળાવે છે. સફરનો૦

દુઆ દ્યો કે સરસ વણખ્વાબની કો નિંદરા આવે,
સવારે યે અમોને કોઇ પણ બોલાવવા ના'વે,
અમે એ ઊંઘમાં ઠઇશું ન ક્યાંથી કો જગાવે છે. સફરનો૦

## એક કાવ્ય ☐ જયોતિષ જાની

ફૂલને ઊંચકતા હવે મને ભાર લાગે છે
કઠણને જ સ્પર્શી શકું છું
સ્પર્શું ?
આંગળીઓ છે, ટેરવાં ખરી પડયાં છે
મુઠ્ઠી વાળું ?
મુઠ્ઠી વાળવા જતાં મુઠ્ઠીની બહાર
હું સરકી જાઉં છું.
ચાલું ?
તણખલાં તોતીંગ દીવાલ થઇને ઊભાં છે
સાંભળ્યું ?
 ઝૂલતા બે કાન છે
 ને ઘોંઘાટ એનું નામ છે
હવે કઠણને જ સ્પર્શી શકું છું
તો કરો મારો શિરચ્છેદ:
મારો શિરચ્છેદ કરતાં, આટલું કે બોલજો
'ફૂલને ઊંચકતાં ય હવે એને ભાર
લાગે છે !'

જીવતરમાં કાંઈ નથી. ☐ હરીન્દ્ર દવે

લીંબુ – ઉછાળ જરા વેદના મળી ને
કર્યો દેકારો જીવતરમાં કાંઈ નથી;
સહેવાની સાહ્યબી નસીબે ન આવી
અંગસુખના આ કળતરમાં કાંઇ નથી!

રસ્તો થઇને ક્યાંક અટક્યા ને
ક્યાંક અંતરાય આગળ ને આગળ
શબ્દો થઇને અમે ઊગવા ગયા ને
કર્યું ડોકિયું તો સાવ કોરો કાગળ,
તોડવાની ત્રેવડ તો આવી નહીં ને
કર્યું ચણતર, તો ચણતરમાં કાંઇ નથી!

ભોળા પારેવાને નેણે અંજાય
એ હથેળીનો રંગ થોડો રાતો,
ભીતરમાં એક જે બુઝાયો તિખારો
થઇ સૂરજ આકાશમાં છવાતો
ક્ષણ ક્ષણને એકઠી કરીને રચ્યો અવસર
તો જોયું કે અવસરમાં કાંઇ નથી!



સિતાંશુ યશશ્ચંદ્ર

ઈંડું (બે કાવ્યો) □ કમલ વોરા

૧

હથેળીમાં એક ઈંડું ગોળગોળ
ફેરવ્યા કરું છું હથેળીમાં એક ઈંડું
આ લંબગોળ સફેદીની ભીતર
શું છે
એની મને ખબર ન હોત તો
આ ઈંડું
મેં ક્યારનું ય ફોડી નાખ્યું હોત
પણ હું ઈંડું ફોડી શકતો નથી
કે ઈંડા પર કાન માંડી શકતો નથી
જીભ ફેરવી શકતો નથી
ડાબા હાથમાંથી જમણા
ને જમણામાંથી ડાબા હાથમાં લઈ
બસ એક ઈંડું ગોળગોળ
ફેરવ્યા કરું છું હથેળીમાં એક ઈંડું
બે હથેળીઓના પોલાણમાં
આ ઈંડું સંતાડી
હું તમને પૂછી શકું
બોલો શું હશે મારા હાથોમાં?
ને તમારા મનમાં
પરપોટાથી માંડી દરિયા સુધીનું
કુતૂહલ જન્માવી શકું
પણ મને તો ખબર છે
આ લંબગોળ સફેદીની ભીતર શું છે.

૨

ઈંડું તોડું
તો
ઈંડામાંથી કદાચ સૂર્ય નીકળે
અથવા પૃથ્વીનો ગોળો નીકળે
અથવા ઊછળતો દરિયો નીકળે
ઈંડું તોડું તો....
પણ
હાથમાં પકડી રાખેલું ઈંડું
હું ન તોડું તો?

પાળિયા □ · જગદીશ જોષી

કંડારેલા પવનથી ને વર્ષા - ધોયા - મ્હાડ;
જાણે ભડના પાળિયા ખડક્યા હકડેઠઠ.

હરિયાળી લીલી બધે લીલી જળમાં લીલ
કાળા કાળા ડુંગરા : તીર તાણતા ભીલ

ધીંગાં વાદળ આભ ! જોને ધીંગાણે ચડયાં
સૂરજ ઘોડા સાત, અંતરિયાળે ચડભડયાં.

ખળાં, બળા ને નવતરાં - સીધાં ઊતરે ઠીક;
નહીં તો પાળે પરજળે, ક–વા ઊડયાંની બીક.

સુક્કાંભઠ આ ખામણાં, આંખે ધણ જોને પડયા
વાવ્યાં લીલાં માથડાં, કંકણનાં વેલા રડયા.

પવન થપાટે પીઠ, થોભ્યાં નો રે' થોભિયાં
અવગતિયાનાં ઓરતા; ખોળે ખીલા ખોડિયા.



□ વિનોદ ગાંધી

ગુલમ્હોર શો મ્હોર્યા કરું છું એટલે
જિંદગીભરનો ઉનાળો તેં દીધો

" सुखिया सब संसार है, खाये अरु सोवै ।
दुखियो दास कबीर है, जागे अरु रोवै ।।"
એ લોકોને હું એટલાં તો ઓળખી ગયો છું
કે
એ લોકોને હવે હું એકાદ પ્રશ્ન પણ પૂછી શકું એમ નથી—
એ લોકોની ઓળખાણ પણ કરાવી શકું એમ નથી.
પણ એમ તો
જે ગામની ગલી ગલી અને પથ્થર પથ્થર સાથે હું ઉછર્યો છું
તે ગામ જ્યારે
પ્રથમવાર નીયૉનલાઈટથી મંજાઈ ગયું'તું
ત્યારે "આ જ મારું ગામ" એમ મારા પુત્રને હું કહી ન્હોતો શક્યો
અને
"અમ્મારા જમાનામાં તો પૈ પૈસામાં શાક આવતું" કહેનારા મંગુફોઇને
પૂછી નથી શકતો કે
"તમ્મારા ઘરની વહુઆરુને લાજના પડદા પાછળ પૂરી રાખનાર કોણ?"
ના– પણ
બાપદાદા કરતાં સવાયા હોવાનો અહંકાર કરતાં શેખીખોરોને ય
હું ક્યાં પૂછી શકું છું કે
" ભાઈ મારા–
હૃદય જેવું હૃદય બદલી શકનાર મિત્રો મારા–
તમારું હૃદય સ્વસ્થાને સુરક્ષિત તો છે ને?"
પણ, આવા આવા પ્રશ્નો પૂછું
ને કદાચ તેઓ તેનો ઉત્તર આપે
તેના કરતાં
નથી તેમને હું કોઈ પ્રશ્નો પૂછતો
નથી તેઓની કોઈ ઓળખાણ આપતો.

☐ પન્ના નાયક

નાનપણમાં
આંખે પાટા બાંધી
ભિલ્લુને પકડવાની રમત રમી'તી
આજે
ક્યાંક છુપાયેલા કાવ્યના હાર્દને
પકડવા, સ્પર્શવાની બહુ અઘરી રમત આદરી છે
એ પકડદાવમાં
કોઈક વાર એટલે ઊંડે ઊંડે
ગાઢા વનમાં
ભુલભુલામણીમાં ખોવાઈ જાઉં છું,
કશું હાથ નથી આવતું.
માંડ બહાર આવું છું
ત્યારે
મને ઘેરાઈ વળેલી જોઉં છું
બારાખડીના તારના વાયરથી
ને જાણી લઉં છું
કે
કેટલું દુષ્કર છે
બોખડા શબ્દોને આધારે
કવિતાના મર્મનું મયૂરાસન પામવું....!

શિક્ષક તરીકે અમે અમને ખાતરી આપીએ છીએ
કે અમે માનવ છીએ,
અમે લિફ્ટને ઉપર લઈ જવાની
પટાવાળાને મંજૂરી આપીએ છીએ,
અમારે ઉપર જવું હોય ત્યારે.
એણે પોતાની સાંજની ચા માટે
સંતાડેલા દૂધને,
અમે જાણતા જ નથી
એવો ડોળ કરીએ છીએ
પણ જાણે કે કશું જ ન હોય એમ
અમે રેશનની સાકરને
એની નજરમાંથી ઉગારી લઈએ છીએ.
તેના ભંડોળમાં,
અમારા ટૂંકા પગારમાંથી
અમે પાંચ રૂપરડી પણ આપીએ છીએ,
અને ક્યારેક એના જ સ્ટુલ પર બેસીને,
અમે જ આપેલા દાંતિયા વડે
એને વાળ ઓળતો જોઈએ છીએ.
એ અમારા સ્ટાફરૂમમાં,
એની નાનકડી દીકરીને લાવે છે ત્યારે,
અમે ઉત્તરપત્રો પર બાંધેલી
રીબન એને આપીએ છીએ.
અને એકાદ ચોમાસું વાપરેલા
જોડા એને આપી દઈએ છીએ.
એની બીજી દીકરીના લગ્નની
મીઠાઈ એ અમને આપે છે ત્યારે,
અમે એકાદ બટકું ખાઈએ છીએ

અને એનું ધ્યાન ન હોય ત્યારે,
બાકીની ફેંકી દઈએ છીએ.
ખરડાયેલા હાથ ધોવા જઈએ છીએ
અને જોઇએ છીએ
લોંદો થઈ ગયેલો સાબુ
અને ખીંટી પરનો ગંદો ટુવાલ.
ત્યારે અમે ધૂંધવાતા ધૂંધવાતા પાછા આવીએ છીએ
અને ગાળો ભાંડીએ છીએ.
અમારા વ્યાખ્યાનમાંથી ગુટલી મારતા
નીચલા ધોરણના વિદ્યાર્થીઓ સામે,
કારણ કે અમે ઊંચા છીએ
અમને શીખવવા માટે આપેલા પ્લેટફૉર્મથી.

અમારા વિભાગના અધ્યક્ષે
અમને ઠપકે ઠપકે ઝૂડયા હોય,
ત્યારે ગુરખાની સલામના ઝટકાથી
બધું એકક્ષણ સરભર થઈ જાય છે.
એમણે જો એકાદવાર પણ
અમારી સામે
પટાવાળા સાથે
કોઈક કામ પાર પાડવા માટે,
ખુશખુશાલ થઈને હાથ મિલાવ્યા હોત,
અથવા કોઇક મુખ્ય મહેમાન સાથે
એની સૌ પ્રથમ ઓળખાણ કરાવી
હોત કે પોતાના જ કપમાંથી
એક રકાબી ચા આપી હોત તો,
સ્ટાફરૂમના ખૂણામાં પડેલી
મોટી ઓક્સફર્ડ ડિક્શનરીમાં
અજ્ઞાત અને લોથપોથ પડેલા
શબ્દ 'બંધુભાવ'નો અર્થ,
આજે લાંબે સમયે,
અમને સમજાયો હોત

એક ગદ્યકાવ્ય નામે શબ્દકોશ □ જ્યોતિષ જાની

એક ભણેશરી ભૂલો પડયો
ઉલેચનગરનો એક ભણેશરી ભૂલો પડયો
ઉલેચનગરનો એક ભણેશરી ટીલાંટપકાં કરતો કરતો
ભૂલો પડયો
ઉલેચનગરનો એક ભણેશરી ટીલાંટપકાં કરતોકરતો
ઇતર જોતો તિતર જોતો તાણીતૂસી
ભૂલો પડયો
ઉલેચનગરનો એક ભણેશરી ભાન ભૂલીને ટીલાંટપકાં
કરતો કરતો ઇતર જોતો તિતર જોતો
તાણીતૂસી મનમરકટની વેલ ચઢાવી
ભૂલો પડયો
ઉલેચનગરનો એક ભણેશરી ભાન ભૂલીને
ટીલાંટપકાં કરતોકરતો ઇતર જોતો તિતર
જોતો આંગણિયામાં પોઢેલી એક પોથી ઉપર
મનમરકટની વેલ ચઢાવી
ભૂલો પડયો
પોથી બંધઃ શબ્દકોશ ઉઘાડો, હાવાં !

કાવ્ય તથા કાવ્ય વિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખશ્રેણી

**પ્રવેશ:** પન્ના નાયક, આ. ૧, ૧૯૭૫, પૃ૦ ૯૩, + ૨૦ અને ૨ મૂલ્ય રૂ. રૂ. ૨૦; પ્રકાશક૦ વોરા, અમદાવાદ.

પન્ના નાયકનો આ પ્રથમ કાવ્યસંગ્રહ એના નામકરણને સુપેરે સાર્થક કરે છે. ગુજરાતી કાવ્યક્ષેત્રે આ કવયિત્રીનો પ્રવેશ એ અર્થ તો એનો ખરો જ; પરન્તુ એક કરતાં યે વિશેષ તો માનવીના મન અને જીવનની વારંવાર અનુભવાતી રિક્તતા અને નિરર્થકતાના પ્રદેશમાં પણ આ કાવ્યસંગ્રહ ભાવકને પ્રવેશ કરાવે છે એ અર્થમાં પણ!

અહીં, માત્ર એકલતાનુ જ નહીં; પોતાની જાત સાથેની એકલતાનું વેદનાગાન છે. માત્ર એનું આલેખન નહીં! માત્ર આલેખન જ હોત તો એ કાવ્યાનુભૂતિની કોટિએ આપણને આટઆટલી વાર ન લઈ જઈ શક્યું હોત! એટલે જ માનવીય સંબંધોની રિક્તતા અને નિરર્થકતાની, નિષ્ફળતા અને અફલતાની અનુભૂતિમાંથી પ્રકટતી માર્મિક પીડા અહીં કેટલીયે વાર પતંગીઆના મનોરમ કાવ્યદેહે પ્રકટતી હોય છે. પીડાએ પણ કાવ્યમાં તો એ રંગરૂપ જ પ્રકટવું રહ્યું.

રિક્તતામાંથી ધૂઘવાટા કરતા આ કવયિત્રીના કાવ્યશબ્દને અછાંદસ રૂપે જ પ્રકટવાનું વધુ ફાવે છે. પોતાની ભાવસૃષ્ટિને એ અત્યંત પ્રમાણિકતાથી રજૂ કરે છે– કશીયે છીછ - છાછ કે કાંઈ ઢાંકપિછોડો કર્યા વિના, પોતાની આસપાસ રહેલી સજીવ-નિર્જીવ પ્રકૃતિની સહાયે અને એના સંદર્ભમાં! એથી જ ગૃહજીવનના પ્રસંગો અને પદાર્થો આંતર - બાહ્ય પ્રકૃતિ સાથે સમરસ થઈ એમાં જુદાં જુદાં પ્રતિરૂપો ધારણ કરે છે. એનાં વ્યાપ, ઊંડાણ અને ઉડ્ડયનો પણ બહુધા પેલા પતંગીઆ જેવાં અને એટલાં જ નાનકડાં પણ કમનીય છે. આપણા કાવ્ય વિશ્વમાં એનો પ્રવેશ આકર્ષક અને આહ્લાદક છે.

આ સંગ્રહમાં પ્રકટ થયેલો નલિન રાવળનો પ્રવેશક અને શ્રીનિવાસ રાવનો After word પણ ઉલ્લેખનીય છે.

× × ×

**વમળનાં વન :** જગદીશ જોષી, આ૦૧, ૧૯૭૬; પૃ૦ ૧૬૦+૨૮; મૂલ્ય: રૂ. ૨૫/; પ્રકાશક૦ વોરા, અમદાવાદ.

જગદીશના કાવ્યનું આકાશ પ્રથમ વાર પ્રકટ થયું, ૧૯૭૨ માં. ત્યારથી જ એની

કવિતાની બાહ્યાભ્યંતર રમણીયતાઓ આપણા કાવ્યસાહિત્યમાં એક નિશ્ચિત સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

આજે, આટલા થોડા સમયમાં પ્રકટ થતો, આ બીજો સંગ્રહ કવિના સર્જન-સાતત્યની જ નહીં, એના વિકાસનીયે સાખ પૂરે એવો માતબર બન્યો છે.

આ સંગ્રહની કવિતાનો પ્રધાન સૂર છે વેદનાનો: એક સાચા કવિ હૃદયે વ્યક્તિગત રીતે અનુભવેલી પોતાની અને સમષ્ટિવ્યાપ્ત ગૂઢ ઘન વ્યથાનો. એટલે જ નિજી વેદનાને એ માનવમાત્રની અને સંસાર સમસ્તની વિવિધ વેદનાને એ નિજી વેદનાના સ્વરૂપે ગાઈ શકે છે. પરિણામે, 'વમળનાં વન' ની કવિતા નર્યા વિષાદ કે અવસાદનું ચિત્રણ ન થતાં જાગ્રત સંવેદનાનો ધ્વન્યાત્મક આલેખ બની રહે છે. એનાં રંગરેખા ક્યારેક ઝાંખા કે ઘેરાં થવા છતાં સાવ ઊડી કે તંગ થઈને તૂટી જતાં નથી.

ગીત અને અછાંદસ રચના જગદીશની કાવ્ય - પ્રતિભાનો સહજ અને સમર્થ ઉન્મેષ છે, એણે કેટલીક સરસ ગઝલો અને છાંદસ કૃતિઓ આપ્યા છતાં! એની કાવ્ય-બાનીનો નાગરિક અંશ તો ઉલ્લેખનીય છે પણ લોકબોલીની એની શબ્દછટા અને ઊંડી અર્થવાહિતા એના કાવ્યને એક આગવું જ બળ અને પરિમાણ બક્ષે છે. સૌરાષ્ટ્રી શબ્દોના સિક્કાઓની ટંકશાળમાં જગદીશ - મુદ્રાનો રણકો સંભળાય છે.

"આકાશ' પછી 'વમળનાં વન'ની સ્થિરદ્યુતિ કવિતાનો અનુભવ મનભરીને માણવા જેવો છે. મકરંદ દવેની મર્મજ્ઞ કાવ્યસૂઝ એ રસાનુભવને બેવડાવે છે.



સવાર – ૨૦૩૩ ☐ મંગળ રાઠોડ

બારીનો પરદો ચીરીને
અચાનક
આવી પડ્યું
એક ખંજર સોનેરી
મારા ટેબલ પર....
એવું તો
નમણું અને નાજુક કે
હુલાવી દેવાનું મન થાય છે
હૃદયમાં!

પ્રિય ભાઈ, સુરેશ,

મુ. શ્રી દર્શકના વ્યાખ્યાનમાંથી બહાર નીકળતાં તમે જે માગણી કરી તેને નકારી ન શક્યો. અને એટલે એવું થયું કે તમે મારો હાથ પકડીને એવા સ્થળે લઈ આવ્યા જેની ઉપર વિસ્તરી રહેલ ગગનમાં અનેક તારાઓ એકીસાથે જોવાનો અવસર પ્રાપ્ત થયો. ઘણાં બધા તારાઓને હું બાળપણથી જ ઓળખું છું કેટલાક જૂથમાં જ જોવા મળે છે જેવા કે સપ્તર્ષિ, શર્મિષ્ઠા, બ્રહ્મહૃદય, પારિજાત, મૃગશીર્ષ વગેરે તો કેટલાક જેવા કે શુક્ર, યામમત્સ્ય, વ્યાધ, પ્રભાસ, સ્વાતિ વગેરે. આપણું ધ્યાન એમના તરફ એકદમ ખેંચી જાય એટલો બધો પ્રકાશ તેઓ પાથરતા હોય છે.

કેટલાયે નાના તારાઓ છે જેમની માહિતી મારી પાસે નથી અને તેમની પ્રકૃતિ કે વિશિષ્ટતા મને આકર્ષી શકયા નથી. શકય છે કે, એ તારાઓ મારાથી ખૂબ જ દૂર હોવાને કારણે નાના દેખાતા હોય કે મારી પ્રકૃતિના દોષને કારણે હું તેમની પાસેથી કંઈ પ્રાપ્ત ન કરી શકતો હોઉં. દરેક માનવી પોતાની સંપત્તિની મર્યાદા પ્રમાણે જ માણે છે અને પોતાનો મત આપે છે.

શ્રી પ્રેમચંદજીએ એક જગ્યાએ પત્રમાં કહ્યું છે કે, "જેવો હું કોઈ માણસને કળા માટે કે જ્ઞાન માટે મોટી વાત કરતો સાંભળું છું અને ખબર પડે છે કે, એ ધનવાન છે કે તરત એને માટેનો મારો મોહ ઊતરી જાય છે. ગરીબોનું શોષણ કરીને ધનવાન બનતા આપણા સમાજના સ્તરને અનુરૂપ બની ગયેલ માનવી એનામાં દેખાય છે. શકય છે કે મારી પોતાની જિંદગીની નિષ્ફળતા આ માનસિક અવસ્થાની પાછળ કારણભૂત હોય."

એમના વિચારો જોડે કદાચ આપણે સંમત ન થઈ શકીએ કારણ કે બધા ધનવાન માણસો માટે જો એ રીતે જ વિચાર કરીએ તો કવિવર શ્રી રવીન્દ્રનાથ કે મહાત્મા ટોલ્સ્ટોય કે રાજા રવિવર્મા જેવા અનેકને આપણે અન્યાય કરી બેસીશું. અને છતાંયે એમના પૂરતા પ્રેમચંદજી સાચા છે કારણ કે એ એમનો પોતાનો પ્રતિભાવ છે. એટલે આ અભિપ્રાય અંગત રીતે સાચો હોય છતાં ઘણીવાર એવું બને કે બીજી રીતે સાચો ન પણ ઠરે.

ઘણા બધા વખત પછી 'કવિતા' નો અંક જોયો. પહેલી જ વારના વાચને શ્રી જયંત પાઠકનું 'કવિતા', શ્રી લાભશંકર ઠાકરનું ફસડાઈ ગયું છે માટલું જ કવિતાનું' શ્રી અમિતા મોદીનું (A dream of reality) શ્રી ચિનુ મોદીનું 'હાથી' મને ગમી ગયાં.

તમારી સૂચના હતી (૧) સંકલનમાં લેવાયેલું (૨) હસ્તાક્ષરમાં છપાયેલું (૩)

અનુવાદરૂપે છપાયેલું અને (૪) સંપાદકનું એ ચારેયમાંથી કોઈને પણ ઈનામ આપવાનું નથી. એ સિવાયના કોઈ પણ કાવ્યને ઈનામને પાત્ર ગણી શકાય. શ્રી અમિતા મોદીનું કાવ્ય અનુવાદ રૂપે છપાયું નથી એટલે ઉપરનાં પાંચ કાવ્યોમાં મેં સામેલ કર્યું છે. પણ જ્યારે બીજીવાર ધ્યાનથી એ પાંચેય કાવ્યો વાંચી ગયો ત્યારે શ્રી લાભશંકર ઠાકરનું અને શ્રી અમિતા મોદીનું કાવ્ય મને વધારે ગમ્યાં. કારણ બહુ સ્પષ્ટ છે.

બન્નેની અનેક પંક્તિઓ વધુ સિથિલ બની શકી છે. બન્ને કવિતાઓનો વ્યાપ ઘણો મોટો છે. પણ ભાષાની દૃષ્ટિએ જોતાં જે કામ શ્રી લાભશંકરે કર્યું છે તે શ્રી. અમિતાએ કર્યું નથી.

એક પંક્તિના સંનિકર્ષમાંથી જન્મતો પ્રાસનો શબ્દ નવો વળાંક આપી ગંતવ્ય સ્થાન તરફ હનુમાન કૂદકાની ગતિએ બીજી પંક્તિને ખેંચી જાય છે. જે પ્રમાણે ટારઝન એક શાખા ઉપરથી બીજી શાખા ઉપર આસાનીથી ગતિ કરે છે તેમ શ્રી લાભ-શંકર પ્રાસના શબ્દ દ્વારા તીવ્ર ગતિએ આગળ વધે છે. શ્રી લાભશંકરની આ એક વિશિષ્ટતા છે. જે ક્યારેક અન્ય કાવ્યોમાં મર્યાદા પણ બની ગઈ છે. એ મર્યાદાને અહીં તેઓ અતિક્રમી ગયા છે. અહીં તેમની સુસ્પષ્ટ દૃષ્ટિ, તાકાત, સંતુલનની શક્તિ, કટાક્ષ વગેરેનો ઘણો સુંદર પરિચય થાય છે. અને એથી એમનું પલ્લું નમી જાય છે. અને એટલે જ શ્રી લાભશંકર ઠાકરના કાવ્ય 'ફસડાઈ ગયું છે માટલું જ કવિતાનું' ને હું ઈનામને પાત્ર ગણું છું. એમને મારા અભિનંદન કહેશો. તમારો આભાર માનું ને?

સુધીર દેસાઈ

☐ વિપિન પરીખ

તમે તુલસીના છોડને ક્યારેય કરમાતો જોયો છે?
તમે ગુલમ્હોરના વૃક્ષને નિષ્પર્ણ થઈ જતાં જોયું છે?
તમે ક્યારેય કોઈ મોટા શહેરને એકાએક ખાલી થઈ ગયેલું જોયું છે?
તમે ક્યારેય એક મિત્રને જીવનમાંથી ખસી જતાં જોયો છે?

ચમત્કાર વિનાનો ચમત્કાર □ સુરેશ દલાલ

મારે કશું જ કહેવાનું નથી હોતું
ત્યારે જ કશુંક કહી શકું છું.
કોરો કાગળ, કોરું હૃદય
વિચારશૂન્ય મન
-કહો કે મન વિનાનું મન
મળે છે ત્યારે જ
દરિયાનાં મોજાંઓ વસંતનાં ફૂલની જેમ
મ્હોરી ઊઠે છે.
કવિતા બોલવાની નથી હોતી
સમજવાની નથી હોતી
પામવાની નથી હોતી
કવિતા જીવવાની હોય છે
—અને જીવન તો
કવિતા કરતાં ક્યાંય છે વિશાળ
જીવન તો
કવિતા કરતાં ક્યાંય છે અતાગ—
જીવન તો કવિતા માટે
દીવાલ વિનાની
મીંડા ઘૂંટાવે એવી
એકડા લૂંટાવે એવી ઊજળી નિશાળ.
ભણીગણીને ડ્રોઇંગ-રૂમમાં સૂતા
બેડ-રૂમમાં બેઠા
ઓફિસમાં ભણ્યા-ભણાવ્યા ઊઠાં.
કોણ કોની આંગળી ને કોણ છે અંગૂઠા ?
બે જણ પ્રેમ કરે
એકમેક પર રહેમ કરે

એકમેક પર વહેમ કરે
બે જણ પ્રેમ કરે
તોય રહે બે જણ:
કદી એક નહીં થાય-,
એવું તે કેમ કરે?
બે જણ પ્રેમ કરે?
પ્રેમ કરી કેમ થાય બેય જણ અજાણ્યા?
બેય જણા પ્રેમ કરી
ભીતરથી કોરાં કોરાં,
બહારથી બેય જણાં પલળેલાં પૂંઠાં.
કોણ કોની આંગળી ને કોણ છે અંગૂઠા?

કોઇ ચમત્કાર કરો
કોઇ નમસ્કાર કરો
કોઇ ૐ કાર કરો
વૃક્ષ લીલાં પાનનો કરે છે.
એવો ચમ-ક.ર.
પંખી લીલાં ગાનનો કરે છે
એવો ચમત્કાર
ચમત્કાર સાદો હોય છે
ચમત્કાર વિનાનો
કવિતા જેવો, જીવન જેવો!

ચમત્કાર મંદિરમાં નહીં
હૉસ્પિટલમાં બને છે.
શિશુના પહેલા રુદનથી
વેદનાને એક ક્ષણ હડસેલી દઈને
હસી પડેલી માતા—
—એ ચમત્કાર છે!

ચમત્કારની પ્રત્યેક પળ જન્માષ્ટમી છે!

ચિતા ટાઢી પડયા પછી
સ્મૃતિમાં એક ચિતા ખડકાય છે
તે ચમત્કાર છે.
આંસુથી ચિતા પવિત્ર થાય છે.
અને થઈ જાય છે પાવક જ્વાળા.
મૃત્યુ ભોંઠું પડી જાય
એ જીવનનો ચમત્કાર છે.

સત્યવાન એ સાવિત્રીનો ચમત્કાર છે!

હું સાવિત્રીને શોધું છું
સત્યવાનને શોધું છું
યમને શોધું છું
નિયમને શોધું છું
મૃત્યુને શોધું છું
જીવનને શોધું છું
પ્રેમને શોધું છું
સમજણને શોધું છું
ચમત્કારને શોધું છું.
વૃક્ષનાં લીલાં પાન જેવો
પંખીનાં લીલાં ગાન જેવો
સાવિત્રી જેવો, સત્યવાન જેવો
કવિતાથી જીવન મહાન, એવો ચમત્કાર

ૐકાર

સૌ પહેલાં તો કહેવું શું? મને ખ્યાલ આવ્યો કે હું ગભરાતી'તી,
હું જ્યારે પૂરી જાગ્રત ને નરવી હતી ત્યારે જેવી હતી તેવી
ભયભીત નહીં. મારે કહેવું છે એટલું જ કે
ગભરાટ નર્યો ગભરાટ બની ગયો ને હું બની ગઈ
તેને અધીન; તેણે મને સાફ કર્યો, હું શરણે થઇ.

ડર પહેલાં સીમિત હતો—
આ કે તે દૃશ્યને, શબ્દને, ઘટનાને વળગેલો હતો— તે હવે
અસીમ થઇ ગયો. ગત કે અનાગતને કોઇ અર્થ
રહ્યો નહીં. કેવળ આ ક્ષણ જ વેંઢારી રહી
આ વિરાટ, અસ્પષ્ટ ભય, અપેક્ષાઓનું આ પૂર્ણવિરામ.

છતાં જીવન હજી સળવળે છે અને
ઉછરતાં ઉછરતાં ઉઝરડે એવી કૂંપળો
જ્ઞાનતંતુઓ પોતે જ થઇ ગયા, આળા-અધીરા
જીવી જવાના માર્ગો ફંફોસવા માટે, મૃત્યુ માટે નહીં.
અને હવે જ્યારે હું માંદગી પછીનો આરામ ભોગવું છું ત્યારે ભયની કોઈ
ખાસ હકૂમત રહી નથી. છતાંય હું એની એ તો નથી જ.

(હૉસ્પિટલ શૃંખલા)

સાર્વજનિક વોર્ડનાં દરદીઓ ☐ અલિઝાબેથ જેનિંગ્સ ☐ જગદીશ જોશી

બાળકોની જેમ, લગોલગ પથારીમાં,
ખરાં બાળપણમાં જ્યાં રમકડાં હોય ત્યાં અત્યારે
ગોઠવાયેલાં ફૂલો: અમે પ્રત્યેક
ઊંડે ઊંડે મમળાવીએ છીએ અમારા રોગને,
અને જ્યારે વાતો કરીએ છીએ ત્યારે અમારી જાતને રીઝવવા જ માત્ર
કે હજી અમે મર્યાં નથી.

બધું સહીસલામત છે— લક્ષ્મણરેખામાં જાળવેલી
નિરોગી ને દોરડે લટકાવેલી દુનિયા, જ્યાં
ધિક્કાર ને ધરપત જેવાં માનવ તત્ત્વો હજીય
અડીખમ છે. આપણી પરિચિત દુનિયા આપણાં ખપની
અસુંદર છતાં ઈપ્સિત ચીજોથી ભરેલી છે:— ઝાલવા માટે ને પીવા માટે

એક પ્યાલો, બરફનો એક ગાંગડો, એક ટીકડી
આપણને ઊંઘવામાં મદદરૂપ. છતાંપણ હૂંફાળા
અને સુરક્ષિત આ માળામાં, થોડી અમથી ચેતવણી પણ
મૃત્યુની મક્કમ વાચા છે. આપણો ભય ખાસ્સો ફેલાઇ જાય છે;
લપાઈ જવા માટે ત્યાં કોઇ સ્થળ બચ્યું નથી
અને એમ ને એમ પડી રહેવામાં ત્યાં કોઇ હૈયાધારણ નથી.

(હૉસ્પિટલ શૃંખલા)

તમને, એટલે કે માણસને □ જયન્ત પાઠક

તમારો ગોળ ચહેરો
જરા લાંબો થાય
ત્યારે તમારા વદન ઉપર એક આભા છવાઇ જાય
વેદનાની:
માણસ છીએ એટલે વેદનાનું વાદળ
પહેરીને જ ફરવું પડે!
સૂર્ય કિરણમાં ચમકતા જલના ઊંડાણ જેવી
તમારી આંખોમાંથી
એક બિંદુ ટપકે, અરે પાંપણ ઉપર લટકે
ત્યારે તમને માનવીય ગૌરવનો અનુભવ થાય
માણસ છીએ એટલે
સુખ આંસુથી ખરડાયેલું જ રાખવું પડે!
પણ ભલા,
એક માણસ તરીકે પૂછું?
તમે ઝંઝાવાતમાં હસી હસીને
બેવડ વળી જતા ઘાસને જોયું છે?
સરકતા સાપની સુંવાળપને સ્પર્શ કર્યો છે?
ખરી પડવાની કોર પર ઊભેલા
ફૂલને સૂંઘી જોયું છે?

ઊંડી ખીણને ફીણિયા અવાજથી ભરી દેતા
ધોધના ધમામને સાંભળ્યો છે?
સુક્કા હાડકાને ચાટી ચાટીને
માખણ જેવું કરી
લ્હેરથી આરોગતા ઝરખને જોયું છે?
અહીં આપણી દુનિયામાં તો
આવું આવું પણ છે
ને તમે માણુસ છો —
તો તમારો આ લાંબો ચહેરો
જરા ગોળ થાય તો....
તમને એ ના જ શોભે?!



કવિતાના શબ્દોને.... □ જયા મહેતા

બારીના સળિયા પર બેસીને
કાગડો તો કા કા કર્યા જ કરવાનો
ને
છબી પાછળ ચકલીનાં બચ્ચાં ઊડયાં જ કરવાનાં
ઘડિયાળનું લોલક
આવ-જા, જા-આવ કર્યા જ કરવાનું

તેથી કાંઈ
પાલખ પર બેસીને
વાયોલીનના સૂર થોડા જ છેડી શકાય?

બારાખડીની બહાર જ વિશાળ આકાશ છે
ને
ઉતારેલી કાંચળીની તો
સાપ પણ માયા નથી રાખતો.

વારતા ☐ પ્રાણજીવન મહેતા

હવે અંધારું ઊતર્યું; વારતાનો દીવો એક પ્રગટાવો; હાહાજી,
આંધળાં રાજા ને રાણીના બાડા કુંવરને પટમાં લાવો; હાહાજી.

ભૂતિયા મહેલમાં કુંવરની આસપાસ અજવાળું બાંધતું જાળાં; હાહાજી,
કુંવરીને જોઇ એ પોતાને પૂછતો પડછાયા કેમ કાળા; હાહાજી,
પ્રશ્નો પહેરીને કેમ આગળ જવાશે, કુંવરને સમજાવો; હાહાજી.

ભાંગેલું વહાણ તેમાં ભરાતી રેતી, કેટલે દૂર છે જાવાનું; હાહાજી,
ટચૂકડો દરિયો, ને હલેસાં તૂટ-ફૂટ, કુંવરનું હવે શું થાવાનું; હાહાજી,
પ્રશ્નોને આરપાર વીંધે એવું તીરકામઠું કુંવરને અપાવો; હાહાજી.

ગાઢ એક જંગલ ને જંગલમાં અંધારું ઘોર ભરેલી એક વાવ; હાહાજી,
પાણીમાં જુવે તો પોતે ને પડછાયો રમતા પકડદાવ; હાહાજી,
કુંવરને માણસ પરખાય જરી એટલું અજવાળું પથરાવો; હાહાજી.

આંધળા રાજા ને રાણીના બાડા કુંવરને પટમાં લાવો; હાહાજી,
હવે અંધારું ઊતર્યું, વારતાનો દીવો એક પ્રગટાવો; હાહાજી.

મરતાં મરતાં આટલું ☐ વિનોદ જોશી

દૂધમલ કાચો કૂમળો વિનિયો ભડકાબોળ
લજ્જાદે મોજાર મેલે વાવડ મોતના

ઝમરક તારાં સોણલાં નીંદર મારી રાખ
અગનિના અણસાર ખડકયા મારે ખોળિયે

તેં તસતસતા કાપડે ટાંકી રાત અમાસ
મારો વજ્જર હાથ ચાંદો ગોતે ચેહમાં

હું તો તારે કાજ છાણું થઈને સંચર્યો
પ્રજળે ચિતા માંહ્ય તારાં દસદસ ટેરવાં

તું ફરફરતી લ્હેરખી હું સળવળતું ઘાસ
પૂળો થઈને આજ પાદર થાવું પાળિયો

વિનિયા વિનિયા ઝંખમા વિનિયો છાનો ડાંડ
અમરત આઘાં રાખ્ય ભડકો ભીનો લાગશે

You live again in time, slender and silent. — NERUDA


તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૦ : અંક ૨ : ડિસેમ્બર, ૧૯૭૬

સળંગ અંક : ૫૬

મુખપૃષ્ઠ : પ્રફુલ્લ પટેલ

સજાવટ : દિનેશ દલાલ

'કેરિકેચર' 'શિવ'


# કવિતા

[દ્વૈમાસિક]



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.


લવાજમ: દેશમાં નવ રૂપિયા પરદેશમાં વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

## યશવંત શુક્લ



☐ લાભશંકર ઠાકર

ટેબલ પર તાજું સર્રરજન શબ્દનુ
બાજુમાં કાચની સ્વચ્છ ડિશ જેવો કાગળ
હાથમાં
ચકચકિત છરી જેવી
ધોઇને સાફ કરેલી પેન.
રાહ જોઉં છું
ક્યારે વૃત્તિ થાય
અને................

☐ अनु: जशवंती दवे

फलके अभिनवं शब्दसुफलं
पार्श्वे काचस्य निर्मलपात्रवत् पत्र
हस्ते
भ्राजमाना छुरिका इव
प्रक्षालितस्वच्छा लेखनी ।
प्रतीक्षन् अस्मि
कदा वृत्तिर्जायेत
(अहं) च..............

KAVITA Regd. No. R.N. 16800/67

☐ *Labhshankar Thakar.*

A fresh word-apple on the table
nearby, paper spotless as a china-dish
In my hand a pen
washed and cleaned, sparkling like a knife.
I'm waiting
for the happening of a desire
and.........

*(Translated from Gujarati by Jagdish Joshi)*

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

અંક ૫૭ : ફેબ્રુઆરી ૧૯૭૭

દોઢ રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન



ન્હાનાલાલ

એક પ્રશ્ન : પરમાત્માને ☐ જયા મહેતા

મારો અને તારો સંબંધ
માછલી અને જળનો નહીં
ઊંટ અને રણનો નહીં
પણ
જળ અને દરિયાનો થશે
રેતી અને રણનો થશે
ત્યારે રામની કથામાં રાવણ નહીં હોય.
રાવણ નહીં હોય એટલે
રામ નહી હોય
વાલ્મીકિ નહીં હોય
પારધી નહીં હોય
પશુ નહીં હોય
જંગલ નહીં હોય
ધરતી નહીં હોય
આકાશ નહીં હોય
હું નહીં હોઉં
.... તું હશે ?

ગઝલ □ નયન દેસાઈ

સાંજ વગરની સાંજ ઢળેને દિવસ વગરનો તડકો થાય
આમ કશું પણ કારણ નૈં ને આમ સમયનો ભડકો થાય.
શ્વાસ ઢબૂકે, અવાજ સળગે ભાગો, ભાગો, ભાગો થાય,
કોણ ભરાયું છે લોહીનાં જંગલમાં કે, 'હાંકો' થાય?
આંખ ખૂલે કે, તારીખનું પાનું જાણે મીંચકારે આંખ,
દુનિયાને વેચાઈ જવાનો રોજ ઊઠીને સોદો થાય.
દોસ્ત અહીં તો એકલતાનું ઇંચ દોકડામાં છે માપ
આટલું ઝાકળ આટલાં ડૂસ્કાં રડો તો ઓહોહોહો થાય!
હું જ ગઝલ છું હું જ બનારસ ને લખનૌની ગલીઓ હું જ
શ્વાસ લઉં કે છાતી પર બેગમ અખ્તરનો ટહુકો થાય,
નામ 'નયન'નું લઈ જન્મી છે ચાસનાળાની દુર્ઘટના કો'
છેક ઊંડાણે એનું હોવું કેમ કરીને પીછો થાય?
□

.... તે દિવસે □ જયા મહેતા

જે દિવસે વિસ્મયને શિશુની ભાળ નહીં લાગે
જે દિવસે ટહુકાને પંખીની શોધમાં ઊડવું પડશે
જે દિવસે શબ્દને કવિ માટે ઝૂરવું પડશે
તે દિવસે—
આકાશની આંખોનો ભૂરોભૂરો રંગ કાળો પડી ગયો હશે.

સમાન્તર ☐ સૉનેટ ☐ ભગવતીકુમાર શર્મા

ઑફિસ, ફાઇલ, પિન, (શ્વાસ સુગંધભીના
પીધા), રૂટીન, બિલ, વાઉચર, બૉસ, (લીલી-
ચટ્ટાક અલ્પ ક્ષણુ), ફેન, પિયૂન, ખાખી,
સ્ટેનો છબિલી (મધુ ગોઠડી ટેરવાંની),
ટાઇપરાઇટર ટપાક્ ટપટપ્, (મદીલું
આકણ્ઠ મદ્ય – નયનેથી દ્રવ્યું), પગાર,
ડી. એ., ટી. એ., અમુક બૉનસ, (નેહસીંચ્યાં
આપ્યાં–લીધાં વચન મૌનથી), આ રિસેસ...
કૉફી, વરાળ, ક્ષણુ ઓગળવી, (સ્મૃતિઓ),
કેબિનદ્વાર ખૂલવું, (વરસંત ફોરાં
વીતેલ મત્ત પળનાં), દૃગ લાલ ખ્હોળાં
ઠપકાભર્યાં ખુરશી પારથી રે છૂટયાં (હ્યાં
ભીનું ભીનું ઋજુ સુગંધિત), ત્રાડ, મુક્કી,
વૉર્નિંગ, (સ્વપ્નમય, સુન્દર, શાશ્વતી શું ..)



એક ખ્યાલ ☐ ભારતભૂષણ અગ્રવાલ ☐ અનુ. નિરંજના સટ્ટાવાલા

દીવાસળીના છેડે
જેમ આગ બંધ છે
તેમ જ મનમાં તારો પ્રેમ!
– હવે જ્યારે તું મળશે
ત્યારે હું સળગી નહીં ઊઠું,
મજાથી સિગારેટ પીશ,
અને છેડાને
ફૂંક મારી
બૂટથી કચડી દઈશ!

ના, હવે આગળ જવાય તેમ નથી
શ્યામ રંગના એક જ લસરકાથી, સમયે
ભૂંસી નાખ્યો છે આખો મારગ
અને હવે —
ચારે કોર અજગરના જઠર જેવો
તીવ્ર ભૂખ્યો અંધકાર.
કોઇના વિકરાળ પંજાઓથી
રૂંધાઇ રહ્યું છે, આવતી કાલના ઉજાસનું ગળું
કોઈના અરવ ઉચ્છ્વાસથી, ફેલાઇ ગઇ છે
લિપ્ત વાસનાઓની અસહ્ય વાસ.
નિષ્પલ્લવ વૃક્ષોની ડાળ ડાળે
ધુમ્મસની ચાદર ઓઢીને, ઝંપેલાં નક્ષત્રોને
સાદ કરીને કેમ જગાડું ?
અવાજના પંખીને કોઇએ મારી દીધું છે તીર
એનાં કંપી રહ્યાં પીંછાં મારી આંખમાં
ઠોકરાઇને સાથે ચાલતાં કામનાઓનાં લાચાર પ્રેત પણ
નત મસ્તકે ઊભાં રહી ગયાં
અંધકારના સ્પંદનથી હવે સમજાય
સમય શીશીમાંથી ખર્યા કરતી
અમંગળ રે કણોની સાંકેતિક ભાષા
આગિયાઓ,
ઊડી આવો ક્યાંકથી
મને શોધવા દો, સૂતેલી ખિસકોલી
બનાવા દો, એના પુચ્છવાળની પીંછી
મારે ઊગતો સૂર્ય ચીતરવો છે.

હોડીઓ છોડીને
માછીમાર ચાલી ગયા છે.
સાંજનું ધુમ્મસ
કોઈ એકલદોકલની ઉદાસી જેવું
છવાતું જાય છે નદી પર.
સામેનાં નાળિયેરી વૃક્ષો
વધતાં અટકીને અચાનક
ચૂપચાપ ઊભાં રહી ગયાં છે વિમાસણમાં.
નિવૃત્ત વૃદ્ધો
છડીના ટેકે ઊઠી રહ્યા છે હવે.
છેલ્લું જ હશે કદાચ
આ પંખી મોજું
જે હમણાં જ મારા માથા પરથી પસાર થઈ ગયું.
પાણીમાં પગ ખોડીને
આમ ક્યાં સુધી પુલ પેલો ઊભો રહેશે?
એ ક્યારેક તૂટી જાય તો કદાચ
આ બે ગામ વચ્ચે
વહેતી નદી જેવું અંતર દેખાય.
આ વાત હું કોને કહું?
કોને સમજાવું અહીં ....
કાચા સીતાફળ જેવો અડધો ચંદ્ર
મારી પીઠ પાછળ તાકી રહ્યો છે.
એ કદાચ મારો મોનોલૉગ સાંભળી રહ્યો છે!

## સાવધાન □ મેઘનાદ ભટ્ટ

મારા જન્મ પ્હેલાં મને કોઈએ 'સાવધાન' કહ્યું હોત
તો કદાચ
મારી માના ગર્ભદ્વાર આગળ જ હું ઓગળી જાત!
પણ ભોળી મારી માને
પુત્ર જન્મના એવા તો ઓરતા
કે
મારા જન્મસમયે
શંકરના મંદિરમાં રુદ્રી કરાવવા
ગોરમા'રાજને એણે દક્ષિણાય આપી દીધી'તી.
ને મારી નાનીએ
ગૌશાળામાં ખીલે બાંધેલ ગૌરી ગાય ભાંભરે તે પ્હેલાં જ
એના ખીલાનો ગાંઠ જરા ઢીલો કરી દીધો'તો.
મારા નાનાએ પીંજરાના પોપટને કહ્યું'તું ત્યારે:
"ઊડો મનવા રાજા
આજ ઊડો તમ્મારે દેશ
બહુ વેઠયો તમે પરદેશ."
પણ....
ભોળી મારી મા
મારી નાની, મારા નાના—સાવધાન!
જાણો છો તમે એક વાત?
શંકરના મંદિરમાં રુદ્રી કરનાર ગોરમા'રાજને ઝોકું આવી ગયું છે
ગૌરી ગાય જાતે ગૌશાળામાં પાછી ગોંધાઈ ગઈ છે
અને પીંજરાનો પોપટ પીંજરામાં પાછો પુરાઈ ગયો છે
ને હું?
વર્ષે વર્ષે ઊજવું છું મારો જન્મોત્સવ
ને ત્યારે
દૂરદૂરથી પડઘાય છે એક અવાજ
"સાવધાન
સા...વધાન
સાવ....ધા....
....ન."

## લઈ જા! ☐ ભાનુપ્રસાદ પંડ્યા

એક સવારે જ્યારે
અગ્નિજ્યોત સમું થઈ ને
ફૂટયું હતું ત્યારે જેણે
મારા રોમાંચોને હીંચોળ્યા હતા
તે તરુશાખા! તમને પ્રણામ!
નસેનસમાં લીલપની જેમ
ફરી વળેલ કલરવી ગતિ!
જાઉં છું, છે ને સંમતિ?
અહો, આ સામે જ ચિતરાય સ્મૃતિઃ
જન્મતાંવેંત જ અહીં
હોડ બકી હતી
ઊગમણા આભની ટશર ભેળી,
ધખતા ઘોમે વળી
ગગનનાં અગન બાણો સાથે
ઝઝૂમી, ઉગારીને આંખો સેવ્યો
રસ્તાને અહીં છાંયડીની જાજમે,
ઝીલ્યું હતું ધોધમાર
પ્રાવૃષી જીવન છલબલ
આ નાનકડી હથેળીમાં,
ધરતીને આવેલા
આષાઢી શમણા સમા
ધુમ્મસનેય અહીં નિહાળ્યું હતું;
એ બધું—ને....
થીજેલ તરુપણું લઈ જાઉં ભેળું
ચલ, ઝંઝાનિલ!
લઈ જા, તારી ઇચ્છા હોય ત્યાં હવે
દ્રુતિલ!

## સંપત્તિ ☐ શાન્તિ શાહ

શા માટે મારી
લોઢાની થાળીમાં
સોનાની મેખ મારી?
મારાં આમ્રવૃક્ષો
હાપુસના કરંડિયા બની
મને વીંટળાઈ વળ્યા.
મારી કોયલ ક્યાંક ચાલી ગઇ.
આ છાયાહીન
ઘન જંગલમાં
કયા વૃક્ષની કઈ ડાળીએ
એ બેઠી હશે?
અને હવે એ શું
ટહુકતી હશે ખરી?

ઠીક નથી ☐ વિપિન પરીખ

તમે આ કોને વળાવીને ઊભા છો મન,
કે પ્લૅટફૉર્મ પરથી પગ ઊપડતા પણ નથી?
ચાલો પાછા વળો!
આ ટ્રેન આપણને સાથે લઈને નહીં જાય.
આ 'આવજો' શબ્દના મધુર સાંત્વનને સાથે લઈ લો.
એ શબ્દો વડે સૂના દિવસોને આપણે સોનાના કરવાની કોશિશ કરીશું.
દિવસો – જે વરસો જેટલા લાંબા લાગશે.
આ ટ્રેન તો આપણું હૈયું ઊતરડીને લઈ જાય છે દૂર – ખૂબ દૂર
આપણે એ ટ્રેનને થોભાવી નહિ શકીએ.
આપણે એ ટ્રેનને પાછી વાળી નહીં શકીએ.
જરા હળવા થાઓ!
સૂરજને કહીશું રોજ દિવસને ટૂંકો કરે.
રાતને આપણે પંખીની પાંખો આપીશું....
ને પ્રભાત તરફ એ ઊડી જશે આંખના પલકારામાં.
જો જો, દિવસો તો વીતી જશે વીજળીના વેગે.
તમે સ્વસ્થ થાઓ, આંસુ લૂછો મન!
આટલા બધા માણસોની વચ્ચે આ ભીનાશ ઠીક નથી.
ચાલો, ઘરે પાછા વળીએ.
પગ ઉપાડો.

પાળિયા □ જગદીશ જોષી

કાંટાની વાડનો ઝાંપો
લાકડીના છેડાથી ખુલ્લો કરી
હજી એક જ પગ વાડીમાં મૂક્યો
ત્યાં તો દોડી જતાં સસલાંએ
નજર બીજે દોરી.

ઝાંપામાં લાકડી ઠહ્યી રહી
ને
કોણ જાણે ક્યાંથી
પરભવની પખવાજ પર આંગળીઓ પડ્યાંનો
થીબાંગ નાદ કાને પડ્યો :
ને આંખ ઊંચે ગઈ.

હથેળીની ભીનાશમાં સાચવેલાં
લાલ-પીળાં-પોચાં બોર જેવી
નાની-નાની પીળી-સોનેરી વાદળીઓ
સાંજલ આકાશમાં
આથમતા સૂરજના રંગોને
ભરી રાખવા મથતી રહી.

કિરણ-નીતરતી વાદળીઓને જોતી આંખ
એક શ્વાસે ચડી ગઈ ડુંગરની ધાર પર.
ધાર પર શ્વાસ ખાવા
જગ્યા શોધતી નજર
એક શિલા ઉપર ઠરી
અને, ત્યાં જ બેસી ગઈ.

સાંજુકા વાયરામાં લહેરાતી સીમને છેડે
દૂર દૂરના ડુંગરોને અઢેલીને

રાત ઊભી છે—
વોંકળાનાં પાણીમાં આંબાની એકાંત ઘટા નીચે
મોકળા મને સ્નાન કરતી કો' જુવાનડી જેવી–
મોહામણી છતાં મોળાળી.
ગામને ગામડાંથી દૂર લઈ જતી બસ
ભળાતી બંધ થઇ ગયા પછી
કેટલીય વારે શહેરીપણાંની ધૂળની ઉજળિયાત ડમરી
હેઠી બેઠી
ને
આંખ ફરી પાછી પેલી ધારના
પીપળા હેઠળની પેલી શિલા ઉપર સ્થિર થઈ.
શિલાની આસપાસ જોયું તો
આડેધડ પડયા છે—પાળિયા.
કેટલાક એમ જ ટટ્ટાર, કેટલાક વળેલા
કેટલાક પડેલા તો કેટલાક ઢળેલા
કેટલાક તો કટકે કટકા થઈને ઊંધા–ચત્તા પડેલા.
આ પાળિયાઓના પોતને પોકારતું
ઝાલરિયું અંધારું આંખને ચીંધે છે.
પ્રત્યેક પાળિયા ઉપર કોતરાયલો ઘોડેસવાર.
હા, આ દરેક ઘોડેસવારના હાથમાં
કાં તો તલવાર, ત્રિશૂળ કે ભાલો છે.
પ્રત્યેકના ડાબા હાથમાં સતાણુ ઝાલેલી લગામ
તેલ ચડાવ્યા વગરની હનુમાનશિલા જેવી.......
પ્રત્યેક ઘોડેસવારની નીચે
વર્ષો પહેલાં કોઈ મૂજતા ટાંકણાંએ કોતરેલા
અભણ અક્ષરો તો છે જ —
કોઈનું કંઈ વંચાતું નથી, કોઈનું કંઈ સચવાતું નથી.

આંધળાની લિપિની જેમ આંગળાં
એ કંડારેલા અક્ષરોમાં કંઈક શોધે છે.
દૃષ્ટિની ઝાંખપની વ્હારે ધાય છે આંગળાંની ચેતના.
આ આંગળાં, આ આંખ, આ કાન
આ અંધકારમાં
શું શોધે છે?
શોધે છે
મારું નામ? કે પછી....?



શોધ ☐ આરતી પ્રભુ ☐ જયા મહેતા

પૃથ્વીનો ફરતો પરિઘ ચાટીને
કવિતાની એક પંક્તિ આવે છે
આયુષ્યનો એક દિવસ
દાનની જેમ માગી જાય છે.

પોતાનાથી દૂર જઈ શકાય છે
આરસા સુધી એટલું જ
આ શરીર આયુષ્યથી બંધાયેલું
તે સૂત્રને પણ અદૃશ્ય ખેંચ

પીઠ પાછળનું આખું જીવન અમથું જ
સૂર્યોદયનો પહાડ લાગે છે
પણ સંપૂર્ણ કવિતાની શોધમાં
તે પણ એક સૂર્યાસ્ત હોય છે.

ગીત ☐ હરીન્દ્ર દવે

તારા મુખનો વાન અચાનક છલકી આવ્યો હોય
એમ આ કોમલ તડકો અડે,
કહીને સવાર થઈ ગઈ,

અને ઊંઘમાં ઘેરાતી આ આંખ પૂછે છે
બંધ પાંપણે, હમણાં આવી રાત,
ને હમણાં પસાર થઈ ગઈ!

ફરફર ઊડી રહી ધજા શું
ધવલ સ્મિત છે હોઠે,
કહે, હવે આ બંધ દ્વારની
બહાર ક્યાંય પણ ગોઠે?

ભીની ભીની ઝમી રહી'તી વેળ,
કહેને સ્નિગ્ધ કપોલે
ક્યારે થીજી તુષાર થઈ ગઈ!

સૂર્ય હશે ત્યાં હશે,
અહીં તો અડકો ને અજવાળું,
સ્હેજ થરથતો પારો
ઝીણું પોત ઘસીને ગાળું;

હાથ મહીં છલકાઇ રહ્યો છે દરિયો,
એનો ઘૂઘવતો ફફડાટ
કહે છે ઝાર થઈ થઈ!

□ મુકુન્દરાય પારાશર્ય

વ્હાલાં સ્વજનો, કરોને તમે માફ,
જનમારાની વાતું રે એક જ રાતે શું કહું રે જી ?
આખા આયુના વીતકની વાત
પલપલના અનુભવને રે એક જ ગાણે શું વણું રે જી ?

મન મહેરામણ જેવું રે,
મહીં રતનોનો પાર નૈં રે જી.
એને માંડ મળેલી હવે આજ
એક જ ભરતી ટાણે રે દુનિયા આરે શું ધરું રે જી ? વ્હાલાં૰

દઈ જાઉં તે થોડું રે,
અણમોલું ચે રહી જશે રે જી.
સ્વજનો, મોડું થયું છે કરો માફ,
આપ સમોવડ ગણજો રે મનખા મારી સામટી રે જી. વ્હાલાં૰

જાવ ટાણે મળિયાં રે
એ કરુણા છે નાથની રે જી.
ના કૈં ગાયું, નૈં એનો ઉચાટ,
અંતર લીધાં દીધાં રે એથી અદકું કૈં નહીં રે જી. વ્હાલાં૰

□ અનુ : હરિવલ્લભ ભાયાણી
– ક્યોશિ

તરંગ ટોચે શું હેકુ રૂપેરી
અલવે કરે અંકિત બીજલેખા
*
– શિકિ

એક પૂર્ણ ચંદ્ર
ને અસંખ્ય તારકો
નીલ વ્યોમમાં નિમગ્ન.

કિશોર થયો તે પૂર્વે
ઝાડી-ઝાંખરાંનો પ્રદેશ પવિત્ર લાગ્યો:
મનુષ્યો કાંઈક કલુષિત ભાસ્યા.

આમ, જ્યારે પદ્ય લખવાનો આરંભ કર્યો,
ત્યારે તરત તો હાર્ડી, ટોમસ અને ફ્રૉસ્ટને
ચરણે હું બેસી ગયો.

પ્રેમમાં પડયો ને એ બધું બદલાઈ ગયું,
હવે, ઓછામાં ઓછું, કોઈ એક તો મહત્ત્વનું લાગ્યું:
યેટ્સ મદદરૂપ હતા, અને ગ્રેવ્ઝ પણ.

પછી, ચેતવણી વિના જ,
આખુંયે અર્થતંત્ર ઓચિંતું તૂટી પડ્યું:
ત્યાં મને સમજ આપવાને હતા બ્રેખ્ટ.

છેવટે, રૂંવાડાં ખડાં કરી મૂકે એવું
જે હિટલર અને સ્તાલિન આચરી રહ્યા હતા
તેણે મને ઈશ્વર વિશે વિચારવાની ફરજ પાડી.

તેઓ ખોટા હતા એની ખાત્રી મને શાથી થઈ?
જોસ્સામૂર્તિ કિર્કેગાર્ડ, વિલિયમ્સ અને લુઈસે
મને શ્રદ્ધા ભણી પાછા વાળવામાં દોર્યો.

હવે, હું વયમાં પાકટ થઈ રહ્યો છું
અને ઉદાર પ્રદેશમાં વસી રહ્યો છું,
ત્યારે કુદરત મને ફરીથી આકર્ષી રહી છે.

મારે કયા ગુરુજનોની જરૂર છે?
કહું, કલાસ્વામીઓમાં સૌથી વધુ કસબી
અને ટિવોલિમાં તડકો માણનાર હોરેસની.

ને જેમણે પથ્થરોમાં નિષ્ઠા ધરાવી
અને જેમણે એમ ધાર્યું-જો કે એ કદી સાબિત કરી ન શક્યા
કે ન્યુટને વિજ્ઞાનને અવળે રસ્તે વાળ્યું તે ગ્યુઈથેની.

વ્હાલથી હું તમને સૌને ચિંતવું છું:
મારી નબળામાં નબળી પંક્તિઓ પણ
હું તમારા વિના લખી શક્યો ન હોત.

[ 'ઓડનનાં કાવ્યો' માંથી ]



☐ પ્રકાશ દવે.

સૂરજનાં શમણાંની વાત કરું એક: રાત વટલાતી ચાલી કોઇ આગમાં,
નિર્જન આકાશે ભીના વાદળને ઓચિંતા રણના અણસાર મળ્યા ભાગમાં

વીજળીને સથવારે કંઇક વાર હાલ્યા ને
દીવાની જ્યોત થકી દાઝયા,

વીણાના તારનો આ કેવો અજંપો
કે સૂર તણી સોબતથી હાર્યા;

કાગળ પર તારાના સરવાળા માંડતા કો' શ્વાસ ખર્યા શબ્દોની રાખમાં;
સૂરજનાં શમણાંની વાત કરું એક: રાત વટલાતી ચાલી કોઈ આગમાં.

હોઠેથી વરસે છે સ્મિતની જે વાદળી
એ સમદરને ભીડે છે બાથ;

ઝાકળના બિંદુએ બંધાતી આંખડીને
સૂરજનાં કિરણોનો સાથ;

મહુવર અમથી વગાડી રહ્યા, કોઈ હવે ભેદ નથી રસ્સી કે નાગમાં,
સૂરજનાં શમણાંની વાત કરું એક: રાત વટલાતી ચાલી કોઈ આગમાં.

બેકરી ☐ ચંદ્રકાંત બક્ષી

ચીમનીના મોઢામાંથી ગૂંચળાતો ધુમાડો
લટકતા ધુમ્મસને હલાવતો જાય છે
નીચે બેકરીની મટિયાલી જમીન પર
આટો વેરાયલો છે
લાકડાં સળગી ચૂકયાં છે બાવડીમાં —
પકાવેલી સફેદ ઈંટો આગના ગઠ્ઠાઓથી ચોંટાડી છે
બાવડીના પેટમાં તૂટેલા કાચ ભરી દીધા છે
પથ્થરની કચ્ચરો અને લોઢાના ભંગારનો ઢેર અને નીમકના થર
દબાવી દબાવીને બાવડીનો ભટ્ટો બનાવ્યો છે
આગ વિના પણ
એની આંચ મહિના સુધી ઠંડી પડતી નથી
કારણ કે
એમાં માણસની રોટી પકાવવાની હોય છે
રોટીનું ગ્રામર, રોટીની ટેકનિક, રોટીનું નો-હાઉ
આટો, મેંદો, યીસ્ટનો પાઉડર
કાશ્મીરી ચેરીનાં ફૂલગુલાબી ટપકાં
વિલાયતી સ્તનો જેવાં ગુલાબ બન
બ્રેડ, બિસ્કિટ, કુકી, કેન્ડી
સ્ટીક્સ, કોપરા, મકખનિયા—
શેકાયેલા આટાની મીઠી મીઠી ભાપ
કયૂમાં ઊભેલા છેલ્લા બાળકની જીભ સુધી પહોંચે છે.
ઓવનની બહાર એક ખાનું છે, સેફના લોકર જેવું
નાનો બલ્બ જલી રહ્યો છે
પસીનાની ધુંધથી બલ્બ આંખો પડી ગયો છે
કાળા માણસો શાંત છે

ફક્ત ઓવનના ભઠ્ઠાની અંદર
હિટલરે ભસ્મ કરેલા યહૂદીઓની
સાઈઠ લાખ ચીસો ભટકી રહી છે
આજે
રોટીના કારીગરો ઓગળી રહ્યા છે
અને ખમીરાની ઉફાનમાં બ્રેડ ફૂલતા જાય છે.



તડકાળો દિવસ □ જયંત પાઠક

હવે
તડકાનો શેકેલો પાપડ ભાંગું
કડડડ.... કડડડ....
કકડો મૂકું મોંમાં–
તીખો મીઠો ગરમ ગરમ
એક શેરડો પડે સોંસરો
જીભથી જઠર સુધી
કાનમાં સણકાતી તે શિશિર
કાનથી બ્હાર નીકળી ભાગે
નાકમાં સળવળ પળપળ
શ્વાસ મૂકું કે દાઝે
ઝળહળ ઝળહળ
આંખમાં ઝળઝળિયાં થૈ બાઝે!
સૂની સૂની
બરફ તણી ચાદર ઓઢીને
પડી શેરીઓ
હવે પાંખમાં પતંગિયાંની
લિયે લ્હેરીઓ!

ભલે ગુણવંત શાહ

ઊગતો સૂરજ
અંધારું ચરતો હોય
ને
કેળના પાન પર બેઠેલું આકાશ સરી પડે
તે ઘડીએ
મારું જીવવાનું વ્યસન
છૂટી જાય તો ભલે!
ટેબલલેમ્પને અજવાળે
પથારીમાં પડ્યો હોઉં
ને
(જોનાથન લિવિંગસ્ટન સિગલ જેવું.)
એકાદ ફાંકડું પુસ્તક હાથમાં હોય
ત્યારે
હું હોલવાઈ જાઉં તો— —

ત્રણ અધૂરી કૃતિઓ □ રમેશ પારેખ

(૧)

ખરે પોપડો ભીંત ઉપરથી એમ અમારી ટગરટગરથી
ખરી પડે છે ખોબેખોબે નજર તમારી છબી ઉપરથી
ઘરમાં ફરતી હવા
અચાનક ડમરી થઈને ધસે નીકળી જવા ખંડની બ્હાર
ચક્કર ચક્કર ફરે
ખંડના ચોરસ ચોરસ સન્નાટામાં ઠરે ભીંતનો ભાર
પડે લીસોટા વેરણછેરણ ક્ષણની તીણી અવરજવરથી

(૨)

જેના ખેતરમાં કૂવો ને ફળિયામાં ઝાડવું ને
ઓરડામાં ઢોલિયો ને .......બસ.
નથી એને રંઝાડતી તરસ.
જેને મળ્યા હોય દેશવટા આકરા
એને ફળિયું શું ? પાદર શું ? ખેતર શું ?
જેની આંખોમાં ખખડે છે કાંકરા
એને પાંપણ શું ? સપનું શું ? નીંદર શું ?
જેના જોવા કે તરફડવા વચ્ચે નહીં ફેર
એને પળે પળે વીંધતાં વરસ........

(૩)

હું મારા હાથમાં આખર ખડિંગ પછડાયો
બિલોરી કાચમાં પથ્થર ખડિંગ પછડાયો
.... અને તૂટી ગયું સંધાન છેલ્લું તકલાદી
છીંક ખાધી અને ઇશ્વર ખડિંગ પછડાયો
અધૂરા સરનામાવાળો આ હાથ ક્યાં પહોંચે ?
એ ખાલી શહેરમાં ઘરઘર ખડિંગ પછડાયો

ફૂલોને કેટલી નિરાંત □ પન્ના નાયક

વરસોવરસ
જન્મી
ઊગી
"દિનાન્તે આજે તો સકલ નિજ આપી ઝરી જવું...."
ફૂલોને કેટલી નિરાંત–
Survival
Identity
Alienation ...
એવા કોઇ પ્રશ્નોની મૂંઝવણ જ નહીં !



ફૂલ □ સુવ્રત ચક્રવર્તી □ નલિની માડગાંવકર

(બંગાળી કવિતા)

આજની આપણી ચર્ચાનો વિષય છે—
'ફૂલ કેવી રીતે ખીલે છે.'
સભાપતિ બોલ્યા; બોલીને તેઓ આંખો મીંચી ગયા.
અને, સભાખંડના વરંડામાં
          કૂંડાના છોડવાઓમાં
                    કેટલાંક ઉન્મન
આબુલી, ગુલાબ, ઝીનિયા અને સૂરજમુખી
આપણે કેવી રીતે ખીલીએ છીએ, આપણે કેવી રીને ખીલીએ છીએ...
ગંભીર થઈને આ વાત વિચારતાં વિચારતાં સૂકાઈ ગયાં.

☐ બાબુ સુથાર

જેને
તમે ફૂલો ચડાવી ચડાવીને ગૂંગળાવી મારો છો,
જેને
તમે સુગંધિત ધૂપથી છોળબોળ નવડાવીને પૂજ્યા કરો છો,
જેની આગળ
તમે ખોળો પાથરીને રત્નોના વરસાદની રાહ જોયા કરો છો,
જેને
તમે અન્નના બકરાઓનો ભોગ આપો છો,
જેને
તમે પરચૂરણના ખખડાટોથી મૂંઝવી નાખો છો,
જેના માથામાં
તમે ઘંટના ટકોરાઓનો ઢગલો ઉછેર્યા કરો છો
એ ઈશ્વરને
હું આવતી કાલે
ફાંસીએ ચઢાવી દઈશ
અને તમને દેશપાર કરી દઈશ
તમે બન્નેય એકબીજાને છેતર્યા કરો છો–ની
શિક્ષારૂપે

☐

☐ મુકેશ માલવણકર

તમે —
આ કિનારે બેસીને
જેને દરિયાનું ખડખડાટ હાસ્ય કહો
એ ખરેખર તો—
સામે કિનારાથી આવતો ખારવણનાં
ડૂસકાંનો અવાજ છે

ચૂપચાપ □ અજ્ઞેય □ કિશોરી રાંદેરિયા

ચૂપ–ચાપ ચૂપ–ચાપ
ઝરણાંનો સ્વર
        અમારામાં ભરાઈ જાય,

ચૂપ–ચાપ ચૂપ–ચાપ
શરદની ચાંદની
        સરોવરની લહેરો પર તરી આવે,

ચૂપ–ચાપ ચૂપ–ચાપ
જીવનનું રહસ્ય,
જે કહ્યું ન જાય, અમારી
        સ્થિર આંખોમાં ઘૂમરાય,

ચૂપ–ચાપ ચૂપ–ચાપ
અમે પુલકિત વિરાટમાં ડૂબીએ–
        તોયે વિરાટ અમારામાં મળી જાય–
ચૂપ–ચાપ ચૂપ – ચા ડ ડ પ....

–યિકિ □ અનુ: હ. ભાયાણી
કે મેના મારી પિંજરથી નાઠી
તે જ દિવસથી
વસંત ઘરની કીટી.

※

–ઇસ્સા
સુકુમાર સ્પર્શે
જે કંઈ હું સ્પર્શતો
કંટક બની ભોંકાય હા ! તે !

અમે □ કુલીન આધ્વર્યુ

પર્વતો ચઢનારા અમે
દાદરે હાંફી ગયા;
નાગને નાથનારા અમે
સાપોલિયાથી બ્હી ગયા.

ગઝલ □ હનીફ સાહિલ

અસ્પષ્ટ દૃશ્ય ચશ્મા વિશે છે અને નથી
ઊભેલું કોઈ રસ્તા વિશે છે અને નથી

દર્પણની સપાટી ઉપર તરતાં ડૂબી ગયા
થોડું સ્મરણ એ ચહેરા વિશે છે અને નથી

વિછિન્ન પીંછ પીંછ ને ભેગા કર્યા છે મેં
માહિતી એક ટહુકા વિશે છે અને નથી

પાદરમાં વાટ જોતાં હું પથ્થર બની ગયો
એ કિંવદંતી મારા વિશે છે અને નથી.

□

અશબ્દ ઉજાસ □ રાજેન્દ્ર શુક્લ

હું તો ધરાનું હાસ છું, હું પુષ્પનો પ્રવાસ છું,
નથી તો ક્યાંય પણ નથી, જુઓ તો આસપાસ છું.
ન જામ કે ન સાકી છું, ન હું કશાની પ્યાસ છું,
મદિર ગગનથી નીતર્યા ખુમારનો વિલાસ છું.
અહીં પ્રથમ પરોઢનો પ્રશાંત આ સરોવરે,
કમલ સમા ઉઘાડનો અશબ્દ હું ઉજાસ છું.
હું ત્યાં જ છું હતો હું જ્યાં, હું સ્હેજ પણ ખસ્યો નથી
અને અનાદિ કાળથી જ હું સતત પ્રવાસ છું.
નિષેધ કોઈનો નહીં વિદાય કોઈને નહીં—
હું શુદ્ધ આવકાર છું, હું સર્વનો સમાસ છું!

# ઘૂઘવે એકાંત

ઘર, નગર, શેરી, બધે સૂનકાર છે;
બત્તીઓ બળતી અને અંધાર છે!

છે બધું જાણે, છતાં કંઈયે નથી;
ઓરડો ને સાવ ખુલ્લાં દ્વાર છે!

કેમ ઊંચકું, કંઈ ખબર પડતી નથી,
શ્વાસમાં તો સાત નભનો ભાર છે!

ઘૂઘવે એકાંત પારાવારનું-
પંપળેવો પાતળો આધાર છે!

આમ અડકે, આમ અડકાતું નથી
આમ સામે, આમ સામે પાર છે!

રાજેન્દ્ર શુક્લ



ઉશનસ્

# ગઝલ

કોઈ મૃગજળ બની છળતું અને જોઈ રહું છું હું
જીવનનું આયખું ગળતું અને જોઈ રહું છું હું

અચાનક યાદ આવ્યા છે એ વીતેલા પ્રસંગો ને
મને ભીતર કશું કળતું અને જોઈ રહું છું હું

નગરના જે વિહંગો છે, ઝરૂખામાં પુરાયા છે
સમયનું પંખી ટળવળતું અને જોઈ રહું છું હું

બરડ ને પારદર્શક છે વિષાદી મૌન મારું એ
બરફની જેમ પીગળતું અને જોઈ રહું છું હું

મને છોડી લીધાં એકાન્તની ધારે કિનારાઓએ
નદીનું નીર ખળખળતું અને જોઈ રહું છું હું

પછી મધરાત ને એ ફાગણનું કિલ્લોલનું ગાવડું
હવે દરમાં જ સળવળતું અને જોઈ રહું છું હું

— x —

શોભિત. દેસાઈ
૧૨/૧૧/૯૫

બે કાવ્યો □ જયદેવ શુક્લ

૧

પહેલી જ વાર
તે અમાસી અન્ધારે
આપણા ઉચ્છ્વાસ
ઘસાયા ચકમકની જેમ....
જન્મ્યો આગિયો !
આગિયાના પ્રકાશે
મેં
પહેલી જ વાર
તારો ચેહેરો જોયો
ને....

૨

પર્યાય □
જ્ઞાનસનો પ્રકાશ
સોનચંપાનું ફૂલ
ને
ચન્દનનો પર્યાય
મને
આજ દિન સુધી મળ્યો નહોતો
મળ્યો જ નહોતો....
આજે પૂર્વ દિશાના
પ્રવેશદ્વારને જોઉં છું....

શૃંખલા □ માલિની શ્રોફ

મધદરિયે મોતી વીણના
માછી વ્હેરાઇ જાય છે.

દરિયા કિનારે રેતીમાં
શંખલાંછીપલાંની શોધમાં
વર્તમાન વીખરાઈ જાય છે.

રહી જાઉં છું
સાત પેઢીની શૃંખલાના
આઠમા મણકા જેવી હું !

☐ યોગેશ જોષી

હમણાં હમણાંથી
એવું થાય છે કે
સાલું જીવી જવાય છે!
દાંતમાં ભરાઈ ગયેલા ખોરાકના કણને
બહાર કાઢવાના જીભના પ્રયત્નો
હજી લગી ખૂટ્યા નથી.
મને જીવવું ગમતું નથી.
કારણ કે
જીવીએ તો દાંતમાં ભરાઈ ગયેલા
ખોરાકના કણને બા'ર કાઢવા પડે
વાળ કપાવવા પડે
હાથ હલાવવા પડે
નખ કરડવા પડે
આંખો ચોળવી પડે
પૂંછડી પટપટાવવી પડે
એમાં શું?
ચંપલની ખીલી ઊંચી થઈ જાય તો
વાગે ય ખરું
અને જીવી રહ્યા છીએ તેવું
લાગે ય ખરું
જો મગજનું ડીસેક્શન કરવામાં આવે તો
શું નીકળે ખબર છે?
કીડીઓ, શબ્દો, મંકોડા, મધમાખીઓ, વંદા,
ભમરડા, છાણ, ઘાસ, માકણ, ચકલાં,
માળો, ઈંડાં, મીંડાં, મીંડાં, મીંડાં....
કોઈ આવીને મારા મગજમાં
અણુધડાકો કરી જાવ.
શાંતિમય હેતુ માટે.

☐ કુલીન અધ્વર્યુ

મંગળ ફેરા:
ઘાણીના બળદમાં
થયો વધારો!

શેખચલ્લીના ઘરમાં
જો-ની આગળ તો બેઠો છે;
જો.

ભવિષ્યકથનનું ડહોળું જળ ને ઝાંખી નજર;
પાંખી વાત ને ઘેરો પટ્ટ
જો દેખે નહીં તો ને;
જો.
. શેખચલ્લીના ઘરમાં જો-ની આગળ તો બેઠો છે; - જો.

જોની આંખે મોતીયો પાક્યો ને આંખો બળબળ થાતી;
અને તો બિચારો રતાંધળો જનમથી.
જો - ને - તોની વચ્ચે કોણ બેઠું છે; - જો
જો બિચારો શું જુએ -
તો - ને કહેતો; ભાઈ જરીક જોતો.

તંદ્રાની તીરથ યાત્રાએ નીકળ્યો છે જીવ બચારો;
એને વિચારના શા ફાંફાં.
લઈ ભાંગેલું મન અને ભીડેલી મુઠ્ઠી
દોડવું કુંડાળે હરરોજ.

શૂળ લઈને આંખમાં સ્વપ્ન આંજવું.
કાગળની કુંડળીઓમાં જોઈ કરામત,
ગ્રહ બિચારા કસરત કરતા;
ફૂદકે ભૂસકે એકબીજાને ગ્રસતા - ડસતા
અંકગણિત એકથી ઊઠાં સુધીનું અકબંધ
પ્રસ્વેદનાં ટીપાં ટપટપ ગણતા.
ઘટમાળ આંગળી વેઢે ગણગણતા.
કાટમાળ ખસેડી જોવું; કયો કાળ ડોકાતો ?

વચ જ્યાં વાળી છે વગડાઉ ખેતર વચ્ચે
હવે એનો શો વિચાર
વાયરો ફૂંકાય કે વંટોળ : આપણે ઊભા રહેવું એ જ આચાર.

શેખચલ્લી ખરલમાં ઘૂંટે ઘટમાળ –
જો ને તો બેઠા વિચારમાં ગબડે; લખોટી જેવા
ત્યાં કોઈ બાંગ પુકારે :
....તરંગનો ત્રેપનમો ઘોડો
વછૂટયો છે ખીલેથી
દોડો; દોડો....



કાળશબ ☐ સૉનેટ ☐ ભગવતીકુમાર શર્મા

– અને દૃશ્યો ઝાંખાં પળવિપળમાં ધુમ્મસ મઢયાં;
ચહેરો જે ચોખ્ખો ઝિલમિલ થતો પાંપણ પરે
હવે આછોઝૂરો – વિખરાઈ જતાં સ્વપ્ન સરખો;
અધૂરા શબ્દોની રણઝણિત ઘંટારવ સમી
હણુ ગોષ્ઠિ ભારેસલ ખડક શા મૌન-ચરણે
દગાઈ લોહીથી રવ રવ થતી છિન્ન કણસે;
ભળીને રેલાયા તરજ – ટુકડા કંકણરવે
વિલોપાયા લૂથી લથબથ થતી વાયુઝપટે;
ધકેલાઉં કોલાહલ-ચરણની લાત ખમતો;
સ્મૃતિમાં યે સૂરો સજીવ કરવા શા વિકટ હ્યાં!

વિખેરાઉં છું હું મુજ મહીંથી ચારે તરફ ને
મને મારી લાખો કરચ ચુભતી કાચ સરખી
સમેટાઇ ચૂકી ખુશબૂ અવ અવ્યક્ત પળની;
ક્ષણો કાળી કીડી સમ ઢસડતી કાળશબને.

યાત્રા : પૃથ્વીના પશ્ચિમના ચ્હેરે* ☐ ઉશનસ્

(ત્રણ કૃતિમાં)

યેશોમાઈટ ખીણમાં એક પડતી રાત

૧

જંગલી લેકૂન પ્રાણીની આંખમાં અંજાઇ હોય
તેવી કાળી ભમ્મર રાત્રિ
ઊંચાં ઊંચાં પાઇન વૃક્ષોમાં
ઝીંટાતી, લિશતી,
તારાઓના આગિયાઓને ઝપેટમાં લેતી
નીચેની ઊંડી ખીણમાં ઊતરતા પહેલાં
ગીચ તુંગ તરુઓની તીણી ટોચો ઉપર
થોડીક વધુ વાર
અદ્ધર તોળાઈ રહી છે.

* 'યાત્રા : પૃથ્વીના પશ્ચિમ ચ્હેરે' એ નામક કાવ્યગુચ્છમાંથી
૧. કેલિફૅાર્નિયાની પ્રસિદ્ધ ખીણ
૨. યેશોમાઈટ ખીણમાં રાત્રે આ જાતનાં–ઝરખ જેવાં જંગલી પ્રાણીઓ અવારનવાર જોવા મળે છે. તેમની આંખોની આસપાસ મેશ આંજી હોય તેવા કાળા રંગ હોય છે.

૨. .... તો

શું પૂર્વ અને પશ્ચિમ કદી નહીં મળી શકે?
શું હું અને તું રે સુન્દર, કદી નહીં મળી શકીએ?
આ અમારો એશિયાનો સૈબેરિયન હાથનો પંજો
આ ઉત્તર અમેરિકાના લંબાવેલા હાથને નહીં પકડી લે?
એ બે ય જણા જરાક હાથ લંબાવી લે તો
તો, તો .... પ્રેમની તાળી જ વાગી જાય.
ને તો–તો તું ને હું ય ....

3....ગ્રાન્ડ કેનિયનમાં પ્રભાત તડકો

ગ્રાન્ડ કેનિયન!
હયરેષ'ના આકારવાળી ખીણમાં
આકાશના ઓગળેલા ઓઘના ઓઘ
સતત ધૂસર ભૂખરાશોના પારદર્શક કાસ્કેડ્ઝમાં
ઊંડી ગહરાઈઓમાં પડે છે
અને નીરવ ધૂસર ખાલીપાની ઊંચે
ફીણની છોળ ઊડે છે અહીં આંખો સુધી....
અને ઊંચું ઊડે છે આભ ભરતું
એક ખાલીપાનુ રંગીન મેઘધનુષ્ય;
ગ્રાન્ડ કેનિયન:
ધૂસર ખાલીપાનો રંગીન નાયગ્રા!
એના અવસ્તુના પારદર્શક કાચ જેવા ધૂસર કાસ્કેડ્ઝ
ખીણોમાં ગર્જી ઊઠે છે,
અહંકણ ધીમે ધીમે અનહદમાં ઓગળતો જાય છે
ગ્રાન્ડ કેનિયનના ભૂખર ખાલીપામાં
અવસ્તુ સુધી....

---

3 કોલોરાડો નદીની વિશ્વવિખ્યાત ખીણ જે લાખો વર્ષ જૂની ગણાય છે.



— ક્યારેકુ □ અનુ: હ. ભાયાણી

દેવસંમુખ હું
સ્તોત્ર ગાતો રહું—
હૃદય મુજ
કરુણની શ્વેત માળે વીંટાયે

ઝંઝાવાતને ઊંચકીને ચાલતા પવનની જેમ
હું મારો થાક ઊંચકીને ચાલું છું.
ને હું સ્વયં થાક થઈ જાઉં છું.
મારો થાક હું કોઈક વૃક્ષ પાસે મૂકું છું ત્યારે
મને વિસામો મળતો નથી
અને વૃક્ષ કાળું પડી જાય છે.
ગાંધારીની દૃષ્ટિના વિષાદથી
કાળા પડી ગયેલા યુધિષ્ઠિરના નખની જેમ!

આખી જિંદગી હું આંખે પાટા બાંધીને દોડયો છું.
અને મેં બીજા કોઈનો નહીં
પણ મારો જ અંધાપો વેઠયો છે.
મેં કશું વાવ્યું નથી
પણ વાવેલો આંબો વેડયો છે.

લોખંડની વિરાટ પેટી જેવા મુંબઈમાં
મારી માતાએ
મને કાળના પ્રવાહમાં વહેતો મૂકી દીધો છે.
સૂર્યના તેજ વિનાનો હું કર્ણ
વારસો ભોગવું છું
વિષાદના ગઠ્ઠા જેવા લોખંડનો.

હું આ શાપનગરમાં જુગાર રમું છું
અને પાસાંના ખખડાટથી
મારા કાન બહેરા થઇ ગયા છે.
વ્યાસ ભલે
હાથ ઊંચા કરી કરીને પોકારે
હું વ્યાસને સાંભળતો નથી.

મૃત્યુના આશ્લેષને ઝંખતો
હું પાંડું જેવો પીળો છું.

હું મારું ભવિષ્ય જાણું છું
કે મારું કોઇ જ ભવિષ્ય નથી.
દ્રૌપદીની સોડમાં સહદેવે વ્યથા અનુભવી
અને 'અતિજ્ઞાને' એ મૂર્છિત પણ થયો.

મૂર્છા કેવો મોટો વિસામો છે !
સહદેવ ! મને તારી ઇર્ષા આવે છે.
મારા ઉજાગરાને તો આંખોનો થાક લાગે છે.

'ઉદ્ગ્રીવ દષ્ટિ' કરું છું
તો આકાશમાં વાદળો અથાક છે.

અંધારું .... અંધારું .... અંધારું ....
ને ચારેબાજુ થાક છે.



હવે
કૌરવ–પાંડવના કોઇ ભેદ નથી
કૃષ્ણની વાંસળીના અમે ટુકડેટુકડા કરી મૂકયા છે
ભીષ્મ, દ્રૌપદી, સુભદ્રા, અર્જુન, દુર્યોધન, કર્ણ, કુંતા–
–બધાં જ એકમેકનાં વસ્ત્રો ખેંચી રહ્યાં છે
'નાઇટક્લબ'માં.
વાતાવરણમાં વહે છે કુંતાની ધ્રુવપંકિતઃ
'વહેંચીને ખાવ'
નકુલની સિગારેટના ધુમાડામાં
યુધિષ્ઠિરની આંખમિચોલી દેખાય છે,
છાકથી છાકટો થયેલો ભીમ
પોતાના સાથળમાં ગદા મારે છે.



થિયેટરની જેમ ઊભી થતી યુનિવર્સિટીમાં
દ્રોણ પ્યૂન છે અને પરશુરામ કલાર્ક છે.
કોઈ કોઈને શીખવતું નથી
કોઈ કાંઈ શીખતું નથી
પરીક્ષાઓ લેવાય છે
સર્ટિફિકેટો વહેંચાય છે
'કોન્વોકેશન' પછી બહાર પડે છે
ચૂંથાઇ ગયેલી રૂપિયાની નોટ જેવા
કૌરવ–પાંડવો, કલાર્ક્સ .... કેવળ કલાર્ક્સ
માર્ક્સ .... ગ્રેડ .... માર્ક્સ .... ગ્રેડ .... માર્ક્સ.
કુરુક્ષેત્ર પર
કૂતરો ત્રાડ પાડે છે.
And A Lion Barks
કલાર્ક્સ .... કલાર્ક્સ .... કેવળ કલાર્ક્સ!

જ્વાલામુખીની ખીણ તરફ અમે પ્રસ્થાન કરી રહ્યાં છીએ
કોઇ મરતું નથી .... બધાં જ હાંફે છે....
કૂતરાની જેમ બધાં જ હાંફે છે....
કોઇ મરતું નથી .... બધાં જ હાંફે છે.

[ 'જન્મભૂમિ–પ્રવાસી'માંથી ]



☐ અરવિંદ ગજ્જર

શ્હેર વચ્ચે—
રાષ્ટ્રપિતાના બાવલા પૂઠે
કો' કરોળિયો જાળને ગૂંથે!

સમાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

## કાવ્ય તથા કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખશ્રેણી

• **પ્રિયકાન્ત મણિયાર :** (ગુજરાતી ગ્રંથકાર શ્રેણી : ૧ ); લેખક – નલિન રાવળ (શ્રેણી- સંપાદક : ડૉ. રમણલાલ જોશી) આ. ૧, ૧૯૭૬; પૃ. ૯૪; મૂલ્ય રૂા. ૫/૦૦; કુમકુમ પ્રકાશન, અમદાવાદ.

**અંગ્રેજીમાં** મહત્ત્વના સાહિત્યસર્જકો વિષે પ્રકટતી નાની નાની અભ્યાસ - પુસ્તિકાઓની અનેક શ્રેણીઓથી આપણે અપરિચિત નથી. એમાં તે તે સર્જકની સાહિત્યિક પ્રતિભા ઉપરાંત એમાં ઘડનારાં બળાબળોની પણ ઉચિત સ્થળે વિગતવાર સસંદર્ભ ચર્ચા કરવામાં આવતી હોય છે. 'સાહિત્ય અકાદમી' અને 'નેશનલ બુક ટ્રસ્ટ' જેવી આપણી રાષ્ટ્રીય કક્ષાની સાહિત્યસંસ્થાઓએ પણ પોતાની રીતે ભારતીય સાહિત્યકારો વિષે આવી શ્રેણીઓ શરૂ કરી છે. ગુજરાતીમાં પણ આવા કેટલાક પ્રયોગો થયા છે, જુદી રીતે. ઉદાહરણાર્થે, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટે મેઘાણીએ ખેડેલા જુદા જુદા સાહિત્યપ્રકારોને તથા એમના સંશોધન - વિવેચનના કાર્યને તે તે વિષયના અધિકારીઓ પાસે અભ્યાસ લેખો તૈયાર કરાવી એક પુસ્તકમાં પ્રકટ કર્યા છે. જ્યારે આ પ્રકારની અભ્યાસિકાઓમાં કોઈ એક જ વિદ્વાન એ સઘળું કાર્ય સંક્ષેપમાં સઘન રીતે કરે છે. એ ઉપરાંત એ પોતાના વિષયભૂત સર્જક - વિવેચકની માહિતીપ્રદ સંદર્ભસૂચિ પણ આપતો હોય છે. સ્વાભાવિક રીતે જ પોતાની પુસ્તિકામાં લેખક અને એ સાહિત્યકારનું મૂલ્યાંકન - પુનર્મૂલ્યાંકન પણ કરતો જ હોય છે.

પોતાની યોજનામાં ડૉ. રમણલાલ જોશીએ ઉપર્યુક્ત સઘળાં પાસાંઓને આવશ્યક માન્યાં છે; અને એ માટે ચોસઠથી એંશી પાનાંની મર્યાદામાં પૂરી થતી અભ્યાસિકાઓનો આરંભ આપણા સુપ્રસિદ્ધ કવિ - વિવેચક નલિન રાવળ લિખિત 'પ્રિયકાન્ત મણિયાર' દ્વારા કર્યો છે.

પ્રિયકાન્તના અત્યાર સુધીમાં પ્રકટ થયેલા પાંચ કાવ્ય સંગ્રહોમાંથી ઊઠતો એમનો આગવો અવાજ – એનાં ભાષા, ભાવ, અભિવ્યક્તિ, વિચાર અને દર્શન સમેત – અહીં નલિન રાવળે ઉષ્માભર્યા વિવેકથી સમગ્ર દષ્ટિએ રજૂ કર્યો છે. એમાં અનિવાર્ય એવી કોઈ વિગત, માહિતી કે દ્રષ્ટિની ઊણપ રહી હોય એવું દેખાતું નથી, પ્રિયકાંતના દેહાવસાન પછી થોડા જ સમયમાં આ પુસ્તિકા પ્રકટ થઇ હોવા છતાં, લેખકના શ્રમની અને ઊંડી રસલક્ષી વિવેચનાની એ દ્યોતક છે. અંતે આપેલી સંદર્ભસૂચિ પણ સંપૂર્ણ કહી શકાય એટલી અદ્યતન છે. લેખક અને સંપાદક ઉભયને અભિનન્દન.

કવિપ્રિય કવિતા : સંપાદન અને પ્રસ્તાવના – જયા મહેતા, આ. ૧, ૧૯૭૬; પૃ. ૧૯૭; મૂલ્ય : રૂા. ૧૧–૦૦; વોરા, અમદાવાદ.

અંગ્રેજી ગ્રન્થ Poets Choice પરથી ડૉ. જયા મહેતાને 'કવિપ્રિય કવિતા'નું સંપાદન કરવાની કલ્પના આવી. એટલે એમણે આપણા ચાળીસેક કવિઓને એક પરિપત્ર મોકલ્યો. એમાં એમણે સૂચવ્યું હતું કે કવિ પોતે જ સર્વશ્રેષ્ઠ લાગતી, પ્રિય લાગતી, કવિતા પસંદ કરી મોકલે; એનાં કારણો આપે અને શક્ય હોય તો એ કાવ્ય ક્યારે અને કઈ પરિસ્થિતિમાં લખાયું એનો અહેવાલ પણ back drop તરીકે મોકલે.

પરિણામે આ સંગ્રહને ચોત્રીસ જેટલાં કવિ – પ્રિય કાવ્યો તથા તદ્‌વિષયક એમના પ્રતિભાવો પ્રાપ્ત થયાં. એકાદ – બે કવિઓના ઉત્તરો જ ન મળ્યા, તો કેટલાક કવિઓએ કવિતાની પસંદગી અને તે અંગેની નોંધ માટેની પોતાની એક યા બીજા કારણે અશક્તિ દર્શાવી. એમણે દર્શાવેલાં એ કારણો પણ મહત્ત્વનાં છે – એ દ્વારા આપણા કેટલાક સમર્થ કવિઓનો કાવ્ય તથા કાવ્યપ્રવૃત્તિ વિષેનો અભિગમ જાણવા મળે છે.

આ સંગ્રહ આપણી સાંપ્રતકાલીન કવિતાનો એક ઉત્તમ સંચય તો છે જ. પરન્તુ એની વિશેષતા તો એ છે કે એમાંનાં ઘણાંખરાં કાવ્યોને આપણે એમના સર્જકોના મનોગત દ્વારા વધારે આત્મીયતાથી પામી શકીએ છીએ. એમની સર્જનપ્રક્રિયાને તથા કાવ્યદર્શનને આ રસપ્રદ કાવ્યકથાઓથી જાણી–માણી શકીએ છીએ.

પરન્તુ, આ બન્ને વાનાં જો કવિ દ્વારા જ થયાં હોય તો સંપાદિકાનું અર્પણ શું? એનો ઉત્તર સંપાદિકાની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવનારૂપે મળી રહે છે. અહીં પ્રકટ થયેલી, ક્યારેક તો ભિન્ન ભિન્ન જણાતી પણ પોતપોતાની રીતે સાચી એવી, કાવ્યવિભાવનાનો એના વિશાળ પરિપ્રેક્ષ્યમાં જોઈને આપણી કવિતાની ગતિવિધિનો આલેખ દોરવાનો જે સદ્‌પ્રયત્ન એમણે એમાં કર્યો છે એ જ એમના સંપાદન કર્મની ઉત્તમ ફલશ્રુતિ છે.

–ઈસ્સા ☐ અનુ. હ. ભાયાણી

**એક માણસ, એક માખી**

**એક ખાલીખમ ને અજવાસ વ્યાપ્યા ખંડમાં**

**એક સાથે ગણગણે**

બીજી ફેબ્રુઆરી, ૧૯૭૭

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ના ડિસેમ્બર, ૧૯૭૬ ના અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ તમે સોંપ્યું તો ખરું પણ કોઈ બાળકને ચોકલેટ પસંદ કરવાનું કહો ને તેને બધી જ પસંદ પડે એવું મારે થયું. અલબત્ત, શબ્દોના રૂપાળા રેપરમાં ઘણા તકલાદી માલને આકર્ષક બનાવવાનો કેટલાકે પ્રયત્ન કર્યો છે તેની ના નહીં. ગઝલોમાંથી તો એક પણ રચના ગમે તેવી નથી. હા, વિનોદ ગાંધીનો એકલો એક શે'ર –

'ગુલમ્હોર શો મ્હોર્યા કરું છું એટલે
જિન્દગીભરનો ઉનાળો તેં દીધો.'

ગમ્યો. સાવ Traditional હોવા છતાં ગમ્યો.

જગદીશભાઈના શ્વાસમાં ખોખરાની માટીની સુગંધ હજી ય મ્હોરે છે! નહીં-તર, વર્ષાધિયા પ્હાડ જોઈને 'આકાશ' અને 'વમળનાં વન' ના ગુંબઈગરા કવિને હકડેઠઠ ખડકેલા ભડના પાળિયા કયાંથી યાદ આવે? પણ આ અંકની બધી કવિતામાંથી મને વિપિન પરીખનું 'આવો શિશુ' કાવ્ય સૌથી વધારે ગમ્યું. ભૌતિકતા અને અતિતર્કની દ્વિપાર્શ્વી ભીંસની વચ્ચે ચપ્પટ થતા જતા જીવનમાં આવું શિશુ પ્રગટે, જન્મે તો ફાલવા-ફૂલવાની સ્તબ્ધતાનાં જાળાં ઝાપટી નવી તાજગી અનુભવવાની કેવી મોકળાશ પ્રાપ્ત થાય! પરિ-સ્થિતિએ તો બાળકોનાં ગુલાબી પોપચાં પર રમતી પરીને ય લૂછી નાખી છે! છેલ્લી પંક્તિમાં 'ઠંડી' વિશેષણ નિષ્પ્રાણવાચક તો છે જ પણ તેની સાથે 'ફરશ' જોડીને જાણે નિષ્પ્રાણતાને ઘૂંટી છે?

**'આવો શિશુ!**
**શું નામ રાખશું તમારું?'** - ની પ્રથમ પરિચયની ઔપચારિકતાથી આરંભતાં કાવ્યનો અંત –

**'આવો કૃષ્ણ,**
**તમારી પા પા પગલીથી આ ઠંડી ફરશ ઉપર વૃંદાવન ઊભું કરો!'**

જેવી અતિસભ્યતાના કૃત્રિમ પરિવેશમાંથી મુકત થવાની આરઝૂ વ્યકત કરતી પંક્તિઓથી થાય છે ત્યારે કાવ્યભાવનાનો અનેરો સંતર્પક અનુભવ પમાય છે.

આ તો મારો અંગત અંગત અભિપ્રાય થયો.

વિપિન પરીખને મારાં અભિનંદન પહોંચાડીને કહેજો કે તેમનું કાવ્ય મને ખૂબ ગમ્યું છે.

કુશળ?

રજની જોષી

બહુ ગમે છે આ જળ □ જીવનાનંદ દાસ □ ભોળાભાઈ પટેલ

બહુ ગમે છે આ જળ;– વૃષ્ટિનું રૂપેરી જળ, કેટલાય દિવસ
એણે ધોયો છે આ દેહ મારો, પંપાળ્યા છે કેશ–આંખ પર
તેનો શાન્ત સ્નિગ્ધ હાથ રાખી કેટલીય રમતો કરી છે એણે,–આવેગથી
અંવી હોઠે ચૂમી કરી ચાલ્યું ગયું છે તે કુમારીની જેમ પ્રેમ કરી;
બહુ ગમે છે આ જળ;– નીલપણું મૃદુઘાસ તડકાના પ્રદેશમાં
કાળો કોશી–જેમ પોતાના દિવસો ચાહે–જંગલમાં વારેવારે
ઊડીને તે જાય,–તેમ ગોપન પ્રેમથી ઝરે છે આ પાણી
મારા દેહ પર, મારી આંખ પર ડાંગરના આવેશથી

ઝરી પડે છે તે;–માગશર રાતે જ્યારે ભર્યું ભર્યું ખેતર બન્યું છે પીળું,
જાંબુડાળે જ્યારે ઘુવડનું નરમ શીતળ ગીત સંભળાય,
વનને કિનારે ઝરે જે ડાંગર શાન્ત ચોખાના કણોને લે છાતીમાં,
ઝરે છે આ જળ તેમ મારા હોઠ પર–આંખની પાંપણ પર–
મારા કેશ પર;– પાછલા પહોરે લાલ તડકાએ લીલા સીતાફળ પર
રાખ્યો છે નરમ હાથ જાણે તેનો– વહાવ્યું છે છાતીમાંથી દૂધ

['વનલતા સેન' માંથી]



હોડી □ મંગળ રાઠોડ

બાળપણમાં
કાગળની હોડી બનાવીને
પાણીમાં તરવા મૂકી દેતો.
એક ડૂબી જતી તો
બીજી બનાવી લેતો.
હવે જોઉં છું—
પેલી હોડીમાં બેસીને લોકો
સામે કિનારે પહોંચી જાય છે.

અને સામે કિનારેથી
એ જ હોડીમાં બેસીને
આ કિનારે આવી પહોંચે છે.
પણ, હું તો—
જોતો જ રહી જાઉં છું....
હોડીમાં પગ મૂકવા જાઉં છું
અને આ હોડી
કાગળની બની જાય છે!

તેઓ મારી ખબર પૂછવા આવે છે ને હું મારા ચહેરા પર
મળતાવડું સ્મિત રાખવા કોશિશ કરું છું. છેક અહીંઆં પણ
શિષ્ટાચાર જરૂરી છે,–કોઈ ઊંડા નાતાનો નહીં,
લાગણીને એક બાજુ હડસેલી મૂકવાની
એક તરાહ માત્ર : કાલ રાત્રે
અનુભવેલો ભય હવે ઔષધજન્ય ધારણમાં દટાઈ ગયો છે.

તેઓ આવે છે અને એમનું માયાળુપણું મને પ્રેરે છે
રડવા (કહેવાય છે કે માંદાઓને રડવું સહજ છે).
તેઓ જશે ત્યારે હું ઢીલીઢફ અને અશક્ત થઈ ગઈ હોઈશ,
મારું હૃદય હથોડા ટીપતું હશે ને ધબકારા મેળમાત્રા વિનાના થઈ જશે.
છતાં મારી માંદગી સોંસરી હું જોઈ શકું છું.
સ્પષ્ટ તરી આવતી એક ઇચ્છા....
જેને કોઈ પીડા કે કોઈ ભીતિ ઝાંખી પાડી શકે નહીં.

તારી અનુપસ્થિતિ બધીય પીડા કરતાં વધુ તીવ્ર નીવડી છે
અને જ્યારે ખૂબ નબળાઈ હોય ત્યારે કાયમ મારું મન
ફરી પાછું તારા તરફ જ વળતું....એ ભાનથી હું ખુશખુશ છું.
બધી જ ગોંધળિયા રાતોમાં રાતભરના નિષ્ઠુર ઉજાગરામાં
હું દિવસ માટે ને પ્હો ફાટે તે માટે તલસ્યા કરતીઃ
એ માંદલા રણપ્રદેશમાં, તું જ જીવન, તું જ વરસાદ.

('હૉસ્પિટલ–શૃંખલા'માંથી)

– તો કદાચ ☐ જયા મહેતા

કલમની ટાંકે આજ સુધી
કાગળ ઉપર ઘસરકા જ કર્યા છે.
ઇશુ ક્રૂસ પર ચડાવાયા
કે ગાંધી ગોળીએ વીંધાયા ત્યારે–

એકાદ વૃક્ષ પણ આઘાતથી તૂટી પડ્યું હોત....
સમુદ્રનું એકાદ મોજું પણ સ્તબ્ધ થઈ
પાછું હઠી ગયું હોત....
સૂર્ય-ચંદ્ર ઊગવા-આથમવાનું એકાદ વાર
પણ ચૂકી ગયા હોત....
પ્રાર્થનાના એકાદ શબ્દને પણ આપઘાત
કરવાનું સૂઝ્યું હોત....

.... .... ....

તો કદાચ–
"કોરા કાગળનો ઉદ્ધાર કરવા"
અવાજોના ધુમ્મસમાંથી
દરિયામાં ભરતી-ઓટ આવે એટલી સાહજિકતાથી
રોજરોજ ફરીફરીને નવો જન્મ લેતા
ઝાકળ જેવો તાઝગીભર્યો
શબ્દ સ્ફૂર્યો હોત.

સૂડાની ચાંચ સમાં કેસૂડાનાં ફૂલ ધરતી પર શોભી રહ્યાં છે–જાણે કે બુદ્ધનાં ચરણે પડી વંદન કરતાં ભિક્ખુઓનાં જૂથ!

લગાતાર પડતી પ્રારંભની જળધારાનાં દોરડાંથી પૃથ્વીને બાંધીને ઊંચકવા મથતો, પણ બળમાં ઓછો પડતો મેઘ જાણે કે જોર કરતો બરાડા પાડી રહ્યો છે.

સંભારવાનો તો તેને હોય જે એક ક્ષણ પણ હૃદયથી વિસરાય. જે પ્રેમને સંભારવો પડયો તે તે વેળા જ નિરાધાર બન્યો અને ગયો.

જે પ્રેમસંબંધમાં કશોક વાંક પ્રત્યક્ષ દીઠો, તેથી તે એક વાર તૂટયો અને પાછો સંધાયો, તે પ્રેમનો સ્વાદ, ઉકાળીને ઠારેલા પાણીના સ્વાદ જેવો વિરસ બની જાય છે.

તેના અધર પર લગાવેલો જે રંગ રાત્રે તેના પ્રિયતમે ભૂંસી નાખ્યો હતો તે સવારે જાણે કે તેની શોકોનાં નેત્રોમાં સંક્રાંત થયેલો દેખાય છે.

પ્રેમ મિલન વિના ચાલ્યો જાય; વધુ પડતા મિલનથી પણ ચાલ્યો જાય; નિંદાખોરોના બકવાસથી પણ ચાલ્યો જાય; અને એમ ને એમ પણ ચાલ્યો જાય. મિલન વિના સ્રીઓનો, વધુ પડતા મિલનથી નીચનો, નિંદાખોરોના બકવાસથી મૂર્ખનો, તો એમ ને એમ જ દુર્જનનો.

મિત્ર તો તેવો કરવો જે, ભીંત પર આલેખેલા બાવલાની જેમ, કોઇ પણ દેશકાળમાં તેમ સંકટ સમયે પણ પરાઙ્મુખ ન બને.

[ 'ગાથામાધુરી'માંથી ]

☐ મુકુંદરાય પારાશર્ય

નદીયું સાગર ભણી ધસી જાય,
બંધ ભલેને બાંધો રે, પાછાં પાણી નેં વળે રે જી.
જવાળા જાશે ઊંચે નભની પેર,
અગની ઊંધો વાળો રે, જવાળા ઊંધી નેં વળે રે જી.

જેને જેની લગની રે પાક્યા વિણ એ નેં રહે રે જી.
જ્યોતિ જોઈ પતંગાં ધસી જાય,
દેહ જલાવી દઈને રે જ્યોતિ રૂપે થૈ રહે રે જી. નદીયું૦

મરતાં યે નહિ માગે રે ગંગાનાંયે નીરને રે જી.
એવા ચાતકની એવી ગતિ હોય
(કે) ભર ઉનાળે એની રે તરસ ઉતારે મેઘને રે જી. નદીયું૦

જીવને શિવની લગની રે લાગ્યા કેડે શું બને રે જી.
આખો રાખ થયો જ્યાં સંસાર,
ભભૂત લગાવી બેઠો રે જીવ એ શિવ થૈને ઠરે રે જી નદીયું૦

☐

ગીત ☐ પ્રફુલ્લ પંડ્યા

બંધાયા હોય નહીં ક્યાંય તોય લાગે કે છટકીને ક્યાંક ક્યાંક જઈએ

પોતાથી દૂર છાંય ખૂબ જ નજીક એવી બનતી ઘટના તો
મારું હરવાફરવાનું એક સ્થાન છે

એવા સમયમાં બેર એવા સમયમાં હું ત્યાં જઈને બેસું છું
જ્યારે ગુમાવી હોય સાન છે

ઘટનામાં હોઉં ત્યારે એવું થઈ આવે કે ઘટના છોડીને ઘેર જઈએ

થઈ આવતી લાગણીનો ' સ્વાળો માંડું તો એક જ જવાબ મળે
જીવતર પર વત્તાની ચોકડી

ચોકડીના ચાર ખૂણા ખાલી પડેલા જોઈ ભ્રમણા ફૂટે છે જીવ
ભ્રમણા ફૂટે છે ટેંક રોકડી

ભ્રમણાને સમજી શકાય એવી સમજણની શોધમાં જ આગ આગ થઈએ.

કવિતા

## રાહ જોવી □ મીરોસ્લાવ્ હોલુબ □ હસમુખ પાઠક

જે રાહ જુએ છે તે હમેશાં મા હોય છે,
એની બધી આંગળીઓ ચગદાઈ ગયેલી
        જગતનાં સ્વયંચાલિત બારણાંઓમાં,
એના સઘળા વિચારો જાણે કે
        જીવતાં ટાંકણીથી જડી દીધેલાં સગર્ભ પતંગિયાં,
અને એના વાટવાનો અરીસો બતાવે
        ક્યારનોય વહી ગયેલો કાળ, જ્યારે
        ખુશીની કિકિયારીઓ સફરજન-વૃક્ષોમાં લંબાતી રહી હતી.
અને ઘરમાં રીલ અને દોરો એકબીજાને ઘુસપુસ પૂછે:
        આપણું શું થશે?

જે રાહ જુએ છે તે હમેશાં મા હોય છે,
અને હોય છે બીજી હજાર વસ્તુઓ જેમના ભાગ્યમાં હોય છે,
        દુર્નિવાર પતન.

જે રાહ જુએ છે તે હમેશાં મા હોય છે,
        નાની થતી, નાની થતી,
        ઝાંખી થતી, ઝાંખી થતી,
        સેકંડે સેકંડે,
ત્યાં સુધી કે અંતે
ન કોઈ જ એને જુએ.

['વસ્તુનું મૂળ અને બીજાં કાવ્યો'માંથી]

## મૃત્યુ પામી જવું □ પેટ્રીક કાવાનાઘ □ ઉત્પલ ભાયાણી

મૃત્યુ પામી જવું એટલે
આવતી કાલે અમારાથી આરંભાતી ઉત્તમ કલાકૃતિઓમાં
માનતા બંધ થઈ જવું;
દેશનિકાલ થવું એટલે
કાયર થવું,
જાણવું કે
વિકાસ રૂંધાઈ ગયો છે
ને જે કંઈ કર્યું છે તે જ અંત છે;
ફરીફરીને પ્રૂફ સુધારવાં
વારંવાર જૂની કવિતાઓ ફરી લખવી
તમારી સિદ્ધિ વિષે તમારી જાતને અસત્યો કહેવાં:
અભરાઈ પર ફરી છપાયેલાં પુસ્તકો.
છતાં તમે જાણો છો કે તમે જે કૈં કર્યું છે એ માટે
તમને કોઈ ચાહતું નથી
પરંતુ તમે કંઈક કરી શકો તેમ છો તે કારણે તેમ કરે પણ ખરા
અને તમે કદાચ કડવાશથી ધર્મનો અંગીકાર કરો
જેને તમે તમારી યુવાનીમાં હસી કાઢયો હોય,
ના, ના કહ્યા તો શું હોય
પરંતુ તે, એ વખતે તમારા માટેનું સત્ય નહોતું.

લીલા ☐ વિપિન પરીખ

આ કૃષ્ણ ફર્સ્ટક્લાસના કમ્પાર્ટમેન્ટમાં,
આ કૃષ્ણ મોટરના વ્હીલ ઉપર,
અહીં કૃષ્ણ બસ કન્ડક્ટરના લેબાશમાં
આ કેટલા બધા કૃષ્ણ ચર્ચગેટના સ્ટેશન ઉપર ?—
આટલા બધા ઉતાવળા, દોટ મૂકતા–ઑફિસે પહોંચવા ?
કૃષ્ણ તમે પણ ?
કૃષ્ણ અહીં 'વુડલેન્ડ' એપાર્ટમેન્ટમાં–પાર્ટીઓમાં ગળાડૂબ.
ત્યાં કૃષ્ણ ઝૂંપડીપટ્ટીમાં બ્હાર મટકું રમવામાં, ખેવડામાં મસ્ત !
આ કૃષ્ણ બીજા કૃષ્ણને ભૂંડી ગાળ દે છે રસ્તા ઉપર,
અરે કૃષ્ણ, તમે પણ ?
કૃષ્ણ Disclothequeમાં નૃત્ય કરે પશ્ચિમના તાલે,
અહીં કૃષ્ણ કૉલેજના પ્રાંગણમાં
રાધાની છેડતી કરે.
કૃષ્ણ આજે ડામરના કાળા રસ્તા ઉપર
કૃષ્ણ, તમે તો વૃંદાવનમાં ફરનારા –
તમે અહીં ?

☐

☐ મુકેશ માલવણકર

રોજ કાગળમાં તરસ દોરાય છે
ક્યાં હવે સંદર્ભ પણ જોવાય છે

ભર ઉનાળે જે સદા લીલી રહી,
પીઠ એ વરસાદથી છોલાય છે.

માપસર માંગી નથી મેં વેદના,
એટલે આ ક્રૂરતા ઢોળાય છે.

માત્ર ઘટના પારદર્શક હોય છે.
ને, રહસ્યો આંગણે રોપાય છે

આજ ટાવરમાં પૂરી આકાશને,
શ્વાસના પંખી પછી ખોડાય છે.

## ON TIME ☐ AMITA MODI

*The concept of time is illusive,*
*For the time has no self-certifying existence.*
*A product of changing events,*
*It crudely tries to assess their dynamics.*
*But the relationship,*
*More distant than that of a dream,*
*Is merely contrived.*
*A mirage in a desert!*

*Time is a product of a tired mind.*
*How can it measure the speed of a mother's love?*
*Changing phases of a flower in bloom?*
*Shades of my thoughts?*
*The time has cast its nets to capture events,*
*Through a metronome;*
*To shape events by clocks.*
*But it has collected only dead fish.*
*Desperation seeks satisfaction in deception.*

*The pastel glow of a dawn seemed tranquil,*
*For it reflected the peace within me;*
*Beauty of a landscape only portrayed*
*The inner charm of my personality;*
*A thundering storm seemed frightening,*
*For it stirred my dormant fears.*
*The pundit of time has moulded these*
*In a mathematical formula.*

*But, like a dead fish,*
*It lacks the freshness of reality.*

तानि पाषाणखण्डानि मण्डनानि स्वनेहसाम् । (रोहणपर्वतस्तुति)

Those (pieces of)) rocks are the ornaments of Time (Rohanparvatstuti)

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૦ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૭૭

સળંગ અંક : ૫૭

'કૅરિકેચર' 'શિવ'

સજાવટ : દિનેશ દલાલ

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા

# કવિતા

[ દ્વૈમાસિક ]



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, **ફૂલસ્કેપ કાગળ પર** મોટા અક્ષરે અને **એક કાગળ પર એક જ કૃતિ** લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં **નવ રૂપિયા** પરદેશમાં **વીસ**, છૂટક નકલનો રૂપિયો દોઢ.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

લાવ થોડી વાર ☐ પ્રિયકાન્ત મણિયાર

લાવ થોડી વાર
લીલા ઘાસના આકાશ પર બેસું.

પર્ણમાં પથરાયલાં
વૃક્ષ–ઝરણાંને અઢેલું
પવનની કો પાતળી
મૃદુ ડાળ
તેને ટપારું.

નગરમાં તો લક્ષ રહેતાં લોક પૂરા બાર,
તેના લક્ષ ચોવીસ હાથ,
કંઈ ને કંઈ કરતા ભલે.

હું તો ઘડીભર–બે ઘડી અહીંયાં જ તો
બેસું.
સર્વથી– મારા થકીયે થઈ વિખૂટો
અળગાપણાની મોકળાશે કોણ જાણે કેટલો લેટું!

हन्त किञ्चित् कालम् ☐ प्रियकांत मणियार ☐ अनु. जशवंती दवे

हन्त किञ्चित् कालं
हरिततृणस्य आकाशे निपीदानि तावत्।

पर्णेषु प्रसृतं
वृक्षनिर्झरं आश्रयेय
तन्वी मृद्वी
कापि समीरणशाखां
तां स्पृशानि।

नगरे तु वसति द्वादशलक्ष जनाना
तस्य चतुर्विशतिलक्षं करा:
कुर्वन्तु ते किंचिद् किंचिदपि यथेच्छम्।

अहं तु घटी घटीद्वयं वा अत्रैव
तिष्ठेयम्।
विस्मृत्य सर्वान्–स्वात्मानं च
पृथक्त्वेन निर्वृत: सन्
शयान: स्याम् अनर्गलम्।

(गुजराती काव्यम्)

# Let me...for a while

☐ *Priyakant Maniar*

Let me for a while sit
on the sky of green grass.

Let me rest against the streams of a tree
Spread out on their leaves.
To pull up some delicate
soft branch of a breeze.

In the cities dwell a populance of
a net twelve hundred thousand,
their twenty four hundred thousand hands
may busy themselves with something or the other.

Me, I sit hither for a while,
for only a little while.
Away from everything–even from the self
To stretch out in the expause of aloofness—
who knows how much, how long?

*(Translated from Gujarati by Jagdish Joshi)*

□ પ્રાણજીવન મહેતા

દીકરા મ.

તને હજુ સ્વપ્ન આવે છે?
અને સ્વપ્નમાં પરી પણ?
જો એમ જ હોય તો તું હજુ
પરિપક્વ થયો ના કહેવાય, દીકરા મ.
તને કેમ સમજાવું કવિતાનો ક?
બારાખડીના બીજા અક્ષરોનું તો સમજ્યા;
ગમે ત્યારે શીખી શકાય.
પણ ક કવિતાનો શીખાય નહીં ઝટ.
અને તું તો હજુ ઊંઘમાં પણ બોલતો હોય છે.
તારો આ વાક્‌વિસ્તાર
જાગૃતિ સુધી ક્યાં પહોંચ્યો છે ભાઈ?
મૂંગા રહેવાનો મહિમા છે આ પ્રદેશમાં.
ભાષા બોલવી તો બહુ સરળ છે;
પણ બે શબ્દોની તિરાડ પૂરવી
અઘરી છે. સમજાય છે કાંઈ?
હવામાં ઊડતા ઘોડાઓને
બાંધી દે પાણીમાં રચેલા કિલ્લામાં.
અને શક્ષસની મોં ફાડમાં ફળ વગરના ઊગેલા વૃક્ષનાં
પાંદડા ખંખેરી નાખ.
પાંપણ પર બેઠેલી સાત સમુદ્ર પારની
સૃષ્ટિને સંકેલી લે થોડી ક્ષણોમાં.
પછી તને દેખાય ઝાંખો પાંખો ક કવિતાનો
તો વાત માંડીએ કંઇ આગળ; દીકરા મ.

હું અને એ □ જયન્ત પાઠક

હું એમને જોવા જ આવ્યો હતો
ને મેં એમને જોયા ય હોત—
પણ
અવિશ્વાસમાં એમણે મારી સામે જોયા જ કર્યું
ને એમને હું ન જોઈ શક્યો!

હું એમને સાંભળવા જ આવ્યો હતો
ને મેં એમને સાંભળ્યા ય હોત—
પણ
અતિ ઉત્સાહમાં એમણે 'સાંભળો સાંભળો'
એમ બોલ્યાં જ કર્યું
ને હું એમને ન સાંભળી શક્યો!

હું એમને મળવા જ આવ્યો હતો
ને એમને મળ્યો ય હોત—
પણ
એમણે મને એવા જોરથી બાથમાં લીધો
કે મારાં અંગ કચડાઈને નિષ્ક્રિય થઈ ગયાં
ને હું એમને ન મળી શક્યો!

કવિ □ યોગેશ જોષી

સાતે ય અશ્વોને
અચાનક જ થંભાવી દઈને
સૂરજે મને કહ્યું :
ચાવી આપો તમારી ઘડિયાળને
જેથી હું
આગળ ચલાવી શકું રથ.

ક્બાટમાં (પુરાયેલી) છોકરી ☐ ટી. કાર્મી ☐ ઉત્પલ ભાયાણી
(હિબ્રુ કવિતા)

ઉઘાડેપગે તું તારી જાતને કબાટમાં પૂરી દે છે
ત્યારે મારો કોટ તને શું કહે છે?
અને મારાં મોટાં બારુડાં
અસૂરી પડછાયાઓના બે કૂવાઓ?
શું કહે છે મારાં ખાલી ખિસ્સાં તને
અને તારા ગળે વીંટળાયેલાં મારાં પાટલૂનો?
હું તો માત્ર અનુમાન જ કરી શકું છું.
તારું મૂંગું રુદન
હેંગરો અને ખીંટીઓના વાદ્યવૃંદને દોરે છે
માંદા સૂરજમુખી જેવો
તારો ચહેરો અંધકારને અનુસરે છે

હું અજવાળિયા ઓરડામાં ઊભો છું અને કંઈ પણ બોલતો નથી
તારા પોતાના આંસુઓથી, તારી પોતાની મેળે
તારે બહાર નીકળવું પડશે.
ચાવી મારા ખાલી ખિસ્સામાં છે.

☐ જયા મહેતા

વૃક્ષનાં બધાં જ પાંદડાં
એકબીજાને ઓળખશે
ત્યારે
પ્રત્યેક પાંદડું વૃક્ષ બની જશે.

રમત ☐ સરૂપ ધ્રુવ

બાળપણમાં તો કોઇએ
હુ તુ તુ તુ રમતાં શીખવ્યું નહોતું.
તો પછી આજે
આમ શ્વાસ રોકીને
એકસામટા આટઆટલા પાટા
કઈ રીતે ઓળંગ્યે જાઉં છું ?
કેમ કોઈ હાથ પકડતું નથી ?
કેમ કોઈ વસ્ત્રછેડો ખેંચતું નથી ?
કેમ કોઈ ગાતું નથી કે........
અને એવુંય નથી કે મેદાન ખાલી હોય !
લોહિયાળ લેબલ લગાડેલાં લાખલાખ નામ
વાંચવા માટે મારે ક્યારેય ચશ્મા
ચડાવવા નથી પડયાં,
કે પથરાયેલાં પગલાં સુંઘાડવા માટે
મારે ક્યારેય કૂતરાં પાળવાં નથી પડયાં
ને તે છતાંય........ ?

એટલું જ નહીં;
ગઈ કાલે
હું દૂધે ભરી તલાવડીમાંથી બહાર નીકળી
ત્યારે નેઈલ પોલિશ લગાવતી બિલાડીઓ
ચારેય કાંઠે ગોઠવાઈ ગઇ હતી.
ઘુરકાટે ઘુરકાટે રોમાંચના સળિયા
ખોડાતા જતા હતા.
મારા સ્વેદસિક્ત હાથમાંથી દૂધની કુમાશ ઠરી જાય
એ પહેલાં,
કોઈ સદ્યસ્નાતા સુંદરીનું પોર્ટ્રેઈટ ચિતરતું હોય

અને પલળેલી પીઠ કંપી જાય એ પહેલાં
મેં રેઈનકોટ પહેરી લીધો.

મેં રેઈનકોટ પહેરી લીધો
અને અચરજની કીડીઓની પાંખો ખરી પડી.

અરે! આ ખિલાડીઓ તો
દૂધની ગંધમાત્રથી ઓડકાર ખાઇ શકે છે!
પછી સંતોષથી પંજા ચાટી શકે છે!
બનારસી સાડી પહેરી શકે છે!

ચન્દ્રવિલાસની જલેબી જેવુ
ગોળગોળ મીઠું મીઠું ગરમગરમ
રસનીતરતું ઝોકું ખાઇ શકે છે!

ને પછી ગાંધીજી કહે, "સૂરજ ઊગે"
અને સૂરજ ઊગે.

ગાંધીજી કહે, "ચકલી ઊડે"
અને ચકલી ઊડે.

એમ ગાંધીજી કહે, "રેઈનકોટ ઊતારો"
તો મારે રેઈનકોટ ઉતારવો જ પડે ને?

આમેય પગ તો પલળ્યા જ છે ને,
તો પછી પીઠનેય પલળવા જ દો.

પછી તો લાંબા થઇને સૂવાની ઇચ્છામાત્રથી જ
પૂરા પાંચ હાથનો બગીચો જ
ખીલી ઊઠે ને? ત્યારે કહ્યું; વાહ્ રે તો!

પણ એ બગીચાની આસપાસ પણ
પેપરવેઇટ ગોઠવાઈ જાય,
ગૂલતા મિનારા ચણાઇ જાય,
અને ફૂલફૂલના પુંકેસર કહે સ્ત્રીકેસરને :

"પહેલાં ગોત્રજ પૂજવા દે
મંગળફેરા ફરવા દે
પછી મને અડજે." !
ને બગીચાના ખૂણે હોય એકવેરિયમ.
ને એમાં રમકડાંના ખડકોની અંદરથી
ને પ્લાસ્ટિકની શેવાળ ઉપરથી
માછલી તો હસતી રમતી બ્હાર ....
હું હાથ લંબાવું છું ત્યારે
કોઇ હાથ તો પકડતું જ નથી
પણ હાથમાં માછલી પકડવાનો ગલ
પકડાવી દે છે અને નીચે ગોઠવી દે છે
કેડબરીઝ ફાઈવસ્ટાર
ને માછલી તો હસતી રમતી બ્હાર ....

આજેય કોઇ હાથ લંબાવતું નથી
પગ ખેંચતું નથી
વસ્ત્રછેડો સ્હાતું નથી
ને કોઇયે ગાતું નથી....
મને હતું કે હું તુ તુ તુ
કહેતાં કહેતાંમાં ઊઘડે જો અડાબીડ અંધાર
આધારોના અબકડ
આચારોની એબીસીડી
ઘૂંટું, તો બસ ઘટાકૂઘૂંટડે
સમજાતો સમજાતો જાશે
સપનાંનો કંઇ સાર —
પણ ઊઘડેલા અંધારામાંથી
પીઠે તાતું ખંજર ભોંકી,
આંખે લીટીઝમતું તીર

અને અહોહો વૃષભાવતાર....
મારે આંખ મિંચવા આંખ નથી
પગ ખેંચવા પગ નથી
છે તો માત્ર હાથ
અને હાથ લંબાવું છું ત્યાં
વળી પાછું કોઇ લંબાવેલા હાથમાં
પકડાવી દે છે રક્તભીનું વસ્ત્ર
અને આજે હવે આ રમતમાં
હું એકલી નથી....
પણ રોકી રાખેલા શ્વાસ
મને છ તાલી તો આપી ચૂક્યા છે
સાતમી તાલી પહેલાં ક્યાંક.... ?

ઈશ્વર અને માણસ □ ચંદ્રકાન્ત બક્ષી

ઈશ્વરે પૃથ્વી બનાવી
માણસે પૈસા
ઈશ્વરે પ્રકૃતિ બનાવી
માણસે સંસ્કૃતિ
ઈશ્વરે ભૂગોળ બનાવી
માણસે ઇતિહાસ
ઈશ્વરે રણ બનાવ્યું
માણસે રણાંગણ
ઈશ્વરે પત્થર બનાવ્યા
માણસે આગ
ઈશ્વરે પાણી બનાવ્યું
માણસે શરાબ

ઈશ્વરે ધુમ્મસ બનાવ્યું
માણસે ધૂમાડો
ઈશ્વરે અવાજ બનાવ્યો
માણસે નામ
ઈશ્વરે ધૂળ બનાવી
માણસે કાચ
ઈશ્વરે ભૂખ બનાવી
માણસે રોટી
ઈશ્વરે સુખ બનાવ્યું
માણસે દુઃખ
ઈશ્વરે માણસ બનાવ્યો
અને માણસે ઈશ્વર.

## ક્યારેક એવું બને છે કે જાણે કંઈ બનતું નથી □ લાભશંકર ઠાકર

ક્યારેક એવું બને છે કે જાણે કંઈ બનતું નથી,
ત્યારે—
સમય એના પહાડ જેવા બોજા સાથે દબાવે છે ગૂંગળાવે છે
આ દાબ, આ ગૂંગળામણ
દમના હુમલામાં તરફડતા દર્દી જેવી દશા કરી નાખે છે
ત્યારે ચારેકોર કંઈ કશું ચમકતું નથી વિસ્ફારિત બનીને
કંઈ કશું દમકતું નથી દામિની જેવું
કંઈ કશું બનતું નથી કામિની જેવું
ત્યારે—
આ શબ્દમાં આમ સરકવું
અને કંઈ કશા આશ્ચર્યનું ન ફરકવું
અને છતાં–
દાબ અને ગૂંગળામણથી બચવા માટે
ધતિંગ એવું કે જાણે કાવ્ય રચવા માટે
કોઈ સિરિયસ સર્જનમાં મચવા માટે–
થતો આમ આ લેખિનીનો પ્રયોગ
એ પણ બની જાય છે દમના જેવો રોગ–
ગૂંગળાવતો
ત્યારે સમજો કે ઉઠાવી લઉં આ કલમ
પણ પછી શું ? અને ઊંચકું કેવી રીતે આ કલમ ?
એતો ઊંચકાય છે અને મુકાય છે સતત એકધારી આમ
ઊંચકાય છે અને મુકાય છે
તો શું આ કાવ્ય રચું છું તે–
સમયના નિતાંત વજનનો અનુભવ કરવા માટે ?
એની ભીંસમાં ભીંસાવા માટે ?

કદાચ હા, કદાચ ના, કદાચ કશું
કદાચ પશુ. કદાચ દશુ. કદાચ હશું. કદાચ ભશું. કદાચ જશું.
ક્યાં? કશે નહીં. જશે નહીં. હશે નહીં.
કોણ? કમળનો ક. ભમરડાનો ભ. અજગરનો અ. ગણપતિનો ગ.
અટારાનો અ.
આ શું થયું પાછું?
કદાચ કંઈ આશ્ચર્ય જન્મશે એમ સમજી સરકાયું સ્હેજ –
પણ ચસી ન શકાયું ઓળખમાંથી આછું.
એનું એ જ તોતિંગ કાળમીંઢ વજન પાછું.
છૂટવું છે?
જવાબને બદલે: 'ખૂટવું છે–ફૂટવું છે–તૂટવું છે.' એમ આવ્યું;
તો કાવ્યનું આ કાંટાળું ઝાડ કોણે વાવ્યું?
શબ્દને શબ્દથી કાપું છું એમાં તો–
પ્રત્યેક ક્ષણે શારડી અનુભવાય છે સમયની આમ એકધારી
પણ આમ જ છે આ?
સતત વીંધાયા કરવાનું આરપાર એકધારું અવિરત
આમ કરવા સિવાય અન્ય કોઈ કલ્પ નથી.
તરું? ચરું? મરું? ભરું? પણ શું અને શેમાં?
આ ખાલીખમ છે, તેમાં?
એમાં ખાલી ખાલી ભર્યાં કરું છું બાધા.
ભરાયાની ભ્રાન્તિ —
ઝાઝી ટકતી નથી.
આ ચેતના જાણીબૂઝીને ઝાઝું છકતી નથી.
આમ લાગે છે એલફેલ —
પણ ખરેખર કંઈ એ સન્નેપાતમાં બકતી નથી.
આ બધું જે નિશ્ચિત ક્રિયાને ચીંધે છે
એ અવિરત એકધારું આરપાર પોતાને જ વીંધે છે.

તો છોડી દે ને.
શું છોડી દઉં? કાવ્ય છોડીને ફાવ્યમાં પડું?
કશું ય છૂટતું નથી.
અંદરને અંદર એકધારો આમ અતિશય ગૂંગળાયા કરું છું
પણ ઈંડું ફૂટતું નથી.
'છૂટતું નથી'– ના પ્રાસમાં 'ફૂટતું નથી' આવ્યું;
ને 'આવ્યું'ના પ્રાસમાં દાતણને વાવ્યું
આમ અગડં બગડં ઉછળવા છતાં યે
આ 'કાવ્ય કરવાનું' છૂટતું નથી.
કાં તો એ એવું પાત્ર છે મદ્યનું જે કદિ ખૂટતું નથી.
કાચનું છે, આમ ગબડી જાય છે હાથમાંથી, પણ ફૂટતું નથી.
કાં તો એ એવું ગાત્ર છે સમયનું વજનદાર
જે કદી તૂટતું નથી.

—આશ્રમ રોડ પર પૂ. ગાંધીજીના બાવલાને જોઇને □ કુલીન આધ્વર્યુ

આશ્રમ રોડના ચકલે—
ઊભા છો બાવલાના સ્વાંગમાં તમે
નિહાળો Incc me Tax Office ની અવરજવર,
ને સાંભળો તમારો આકાશવાણીનો પ્રચાર

પાછળથી એક એક મિનિટે બદલાતો સમય
કહી રહ્યો છે તમને
કેમ સ્થિતપ્રજ્ઞ છો બાપુ?
બાવલામાં જીવ આવ્યો હોય એમ અમે સાંભળ્યું નથી...
નહિતર

એજ સીધા રસ્તે દોટ મૂકી હોત તમે—
પહોંચવા પોરબંદર પુનઃ પગલાં પાડવા પૃથ્વી પર.

લાગણી ☐ યોસેફ મેકવાન

કુદરત સમાન કોણ અહીં ઢોળે છે લાગણી?
લીલી બનીને ક્યાં કદી કોળે છે લાગણી?

ભીતર ભરેલા ભારનાં બંધન ફૂટી જતાં
ફણગાય છે આંખો અને બોલે છે લાગણી!

લોકોની વાત છોડી દો; ક્યારેક પોતીકાં
લઇ બુદ્ધિનો કાંટો અને તોલે છે લાગણી.

આંખો મળે છે ને ઢળે છે પાંપણો જરા,
કોઇ આમ મારી રોજ, બસ ચોળે છે લાગણી.

ક્યારેક તો થઇ જાય છે તદ્દન નઠોર, પણ
એકાંતમાં હળવે હૃદય કોરે છે લાગણી.

હાથો મિલાવી આપણે મળીએ જરૂર પણ
ક્યાં આંગળાનાં ટેરવાં ફોડે છે લાગણી.

ઇચ્છું છું ☐ ભારતભૂષણ અગ્રવાલ ☐ માલિની શ્રોફ

વૃક્ષ થવાનું મને મન છે
—વધારે નહીં, બસ બે-એક દિવસ માટે
જેથી હું જાણી શકું
કેવું લાગે છે
મારાં અંતિમ ખીલેલાં ફૂલ પણ
એક એક કરીને
ખરવા
લાગે
છે
ત્યારે કેવું લાગે છે!

## હું લખું છું અને— ☐ દિવ્યા માંકડ

મારી પાસે હવે વ્યક્ત કરવા જેવું કશું નથી
એવી મનની શૂન્યમનસ્ક સ્થિતિ સંભવી શકે
છતાં એ સ્થિતિ જ્યારે
પૂરપાટ દોડતા રથમાંથી છૂટા પડી ગયેલા પૈડાના,
કપાઇને ફેંકાઈ ગયેલા હાથમાં હજી ઝલાઇ રહેલી લાલ ચાબૂકના
પ્રતીકોની શોધ આરંભે છે :
એ સાથે જ
સૂર્યાસ્ત બાદ ઝૂકી ગયેલા સૂર્યમુખી જેવા
અહીં કમરામાં ઢળી પડેલા મારા આ મસ્તક સાથે
છવાયેલી ઉદાસીને
માત્ર કાવ્યનિર્મિતિની ક્ષણ બનાવી અટકી જઉં–
તે મને નથી ગમતું જો કહું
તો આમ લખાય શું કામ ?
હું આ લખું છું ત્યારે—
બિલ્લોરી ગ્લાસ પ્હેરી કોઇ કારકુને ફાઇલમાં
મારી મરણતારીખ નોંધ્યા પછી
નાકે બાઝેલી છીંકણી
ખમીસની બાંયથી લૂછી નાખી હશે,
વેશ્યા કનેથી ઊઠીને
કોઇ ખીસ્સાકાતરુ પડદો હઠાવી
પાતલૂન ઠીક કરતો બ્હાર નીકળતો હશે,
વિયેતનામ કે બાંગ્લાદેશમાં
સડક પડખેની સૈનિકની લાશના
કોઈ કાગડાએ કોતરી કાઢેલા ડોળામાં
વરસાદનું પાણી ભરાઇ ગયું હશે ;
અને હું અહીં માત્ર લખું છું :
સૂર્યાસ્ત બાદ ઝૂકી ગયેલા સૂર્યમુખી જેવા
ઢળી પડેલા
મારા મસ્તકની વાત !

મોન્ટા – કોલાજ □ જગદીશ જોષી

પારદર્શક કાચના
વેનીશિયન બ્લાઈન્ડ્ઝની
આડશ કરી
બહારની દુનિયાની રંગીલી દિનચર્યા
અમે જોઈએ છીએ અને માનીએ છીએ
કે
અમે તો આમ કરીએ છીએ
દુનિયાથી અજાણ.

અમારી સામે
ગેલેરીઓ, બારીઓ, પડદાઓ, દરવાજા, ખંડો....
દીવાનખંડો, ભોજનખંડો, પ્રાર્થનાખંડો, શયનખંડો
ઘરો–ખંડો....,
અનેક ઘરોમાં વૃત્તિ અને પ્રવૃત્તિના
કોલાજને
આંખની ખીંટી ઉપર લટકાવીને
અમે અમારા મનની દીવાલોને
શણગારીએ છીએ.

ક્યાંય જામેલી નાનકડી મહેફિલ;
ક્યાંક ટકરાતા ખાલી પ્યાલા ભરેલી બોટલો...
વચ્ચે બરફના ટુકડા જેવું ખખડતું ટાઢુંબોળ હાસ્ય;
ક્યાંક ગોઠવાતા ખાનગી કેબેરે;
ક્યાંક ટી. વી. સ્ક્રીનના પ્રકાશની ઓથે લપાતું
કુટુમ્બની વાચાનું અંધારું;
ક્યાંક અવ્વલ નંબરના ડાઈનિંગ ટેબલ પર
પીરસાતી બે–નંબરી નોટો;

ક્યાંક કલાની સરજત સમા અરીસા સામે
કલ્પનાના સૌન્દર્ય માટે
વાસ્તવિકતાની લટકાળી આજીજી;
ક્યાંક ડબલ બેડ પર રડતું
એકાકી ઓશીકું;
ક્યાંક બીજાની વારતાના તેલથી બળતા
દીવા જેવી કિતાબનું સાન્નિધ્ય;
ક્યાંક બંધ આંખે
સંગીતને ઝાંખા પ્રકાશમાં માણતી રસિકતા;
ક્યાંક પૈસાની લાલચના જોરે
પત્તાંની જેવી ફિરતથી ફરતી ભેરુબંધી....

પરંતુ એક જગ્યાએ
બારી ખુલ્લી, પડદા ખુલ્લા ને લાઇટ બંધ.
શું હશે ? ઝાંખી ચહલપહલ ! શુ હશે ?
ઉત્તેજક રહસ્યમયતાના અંધકારે
દૂરબીનને પણ નાકામિયાબ બનાવ્યું.
જરા ઉપરથી જોઇએ ?
કુતૂહલ તો ઉપરના વૅન્ટીલેટરમાંથી
ડોકિયાં કરવા લાગ્યું !
ગમે તેમ કરીને પણ
કોઇની આત્મીયતાની ક્ષણોના સાક્ષી થઇ
માનસિક રીતે પણ કોઇને ખલેલ પહોંચાડી શકાય ?
(રસ્તે દોડતી ટેક્સીઓ....)
પણ, અંધકારની અડીખમ દીવાલ
પેલા બે–નું રક્ષણ કરે છે.
નાસીપાસ થયેલું દૂરબીન
હતાશાના પટ્ટા પર ઝૂલ્યા કર્યું.

પારદર્શક કાચના બનાવેલા
વેનીશિયન બ્લાઈન્ડઝ્‌ની પટ્ટીઓ પર
શ્વાસની તેજીલી ગતિથી ઊભરાતી વરાળનું થર
જામવા માંડ્યું
અને
દૃષ્ટિ વગરના દૂરબીનને જાણે મોતિયો નડ્યો!

ચલચિત્રની ગતિથી ધસમસતા
આ ભીતરિયા ઘોંઘાટનો પડદો ચીરીને
એક સૂરીલી માદકતા ક્યાંકથી ઊડી ગઈ:
આગોતરા ને પાછોતરા પડછાયાઓએ
આંખ સામેથી ભૂંસી નાખી
ઈમારતીય દુનિયાની બખોલ-પરસ્ત રંગીની.

કુદરતની કારવાહીમાંથી પ્રશાન્તિ પીવા માટે
આંખો ઢળી નિદ્રાની સામુદ્રધૂનિમાં.

માનવપ્રકૃતિની તરલ રસિક-રિકત-તા
કે
આદ્યા પ્રકૃતિની સહજ રસિકતા?

સપનાંના તરંગો પર લહેરાતી વનરાઈ:
ચાંદની ઓઢીને આકેલગાકેલ પડેલી
વનરાઈનાં ઘેઘૂર અંગો ઉપર
પવનનો સરકતો હાથ ફર્યો ....

અને
સમગ્ર કાળને થયેલા રોમાંચની
ચાડી ખાઈ બેઠાં
સૂકકાં-સૂનાં પાંદડાંઓ!

☐ પ્રબોધ જોશી

રાત્રિનું પક્ષી
ક્યાંકથી ઊડતું ઊડતું આવી
આસપાસમાં ક્શેક છુપાઇ જાય

થોડીકવાર :
એની મુલાયમ ચાંચનો સ્પર્શ
અત્રતત્ર વેરાય,
વરતાય.

એ પછી :
એ પછીની નિઃસ્તબ્ધતામાં
અવાજની અજાણ્યી ટ્રેઇન સર્રર્રાટ ચાલી જાય છે.

એવામાં
કોઇક સાંજે
ટ્રેઇનમાં બેઠાં બેઠાં જોયેલું,
ક્ષણિક
વૃક્ષ—સાવ લીલું

અને
બારી પાસે બેસવા હઠ કરતો એક કિશોર
યાદ આવ્યો ન આવ્યો
ત્યાં તો
વ્હીસલનો અવાજ
અચાનક
મારા અતંત્ર મનમાંથી....      ....

મનના અગોચર ગોખમાં
રાત્રિનું પક્ષી ઊડાઊડ કરી મૂકે છે.

પ્રિય સુરેશભાઇ,

કવિતા અંક ૫૧થી ૫૬માંથી ઉત્તમ કવિતાનો નિર્ણય જણાવવા કહ્યું તે ગમ્યું અને ન પણ ગમ્યું. મારે માટે કસોટીરૂપ બની રહ્યું, પણ જવાબદારી માથે લીધી તે નિભાવવી જ રહી.

છ અંકોને ફરી ફરી વાંચ્યા. એમાં મારી પરીક્ષા થતી તો રહી, પણ આ બધાં કાવ્યોને ફરી ફરી વાંચતાં મને અનુભૂતિના નવા નવા Angle જોવા મળ્યા! અવર્ણનીય આનંદ પણ આવ્યો અને દ્વિધા પણ અનુભવી–ઉત્તમ કાવ્ય (પ્રિય કહું તો?) તારવવાની. કેટલીક કૃતિઓ ગમી તે ફરી ફરી વાંચી. ઘણી પંક્તિઓ મનમાં ઘર કરી ગઇ. કવિતાના બાવનમા અંકમાં તમે છાપ્યું જ છે ને– A very beautiful line is a very pure element of Poetry! થોડીક પંક્તિઓ ટાંકવાની લાલચ રોકી શકતો નથી.

'છાંયડી દીધાનો ય હવે નોંધાશે ગુનો' – ભાનુપ્રસાદ પંડયા

'માંડવાને બાંધવામાં ઊભરાતું લોક, પછી માંડવો ઉખેડવામાં હું....

– જગદીશ જોષી

'ઇતિહાસનું પાનું યાદ રાખવા માટે અમે કારતૂસો રાખીએ છીએ'

– અનિલ જોષી

"If my music is incomplete
To that extent the Universe is incomplete' –અમિતા મોદી

'હજી ય તમને યાદ કરું છું ને મને ફૂટે છે કૂંપળ' – મણિલાલ પટેલ

આ કાવ્યો વધુ ગમ્યાં: 'તું એટલે તું' અને 'સમળી બોલ્લે છે'

–રમેશ પારેખ

At the symphony – અમિતા મોદી; 'એક કાવ્ય'–એઇ વીહલા હાંભળ મારી વાત – કિશોર મોદી

અને 'એક ઝાડ' – ઉમાશંકર જોશી.

રમેશ પારેખનાં બેઉ કાવ્યો વાંચતાં સંગીત પણ કાનને સંભળાયું! અમિતા મોદીના કાવ્યમાં ફિલસૂફી અને Statements સાથે સાથે જોવા મળે છે, પણ એથી એ શુષ્ક કે ભારેખમ નથી લાગતું. ફરી ફરી વાંચવાનું–વાગોળવાનું મન થાય એવું છે. કિશોર મોદીએ વ્યવહારુ જ્ઞાનનું ભાન તળપદી બોલીમાં સચોટ રીતે કરાવ્યું. છીછરા અને સસ્તા

હાસ્યરસથી આ કાવ્ય ઘણું દૂર છે. ઉમાશંકર જોશી 'એક ઝાડ' ખરી રીતે તો એક જમાનામાં કેવું ગૌરવવંતુ હશે એ કહેવા માગે છે, પણ એમની રીતે ! અને ઝાડ ગમે તેવું પણ ઝાડને હજી ય એક ફળ લટકે છે– 'મૃત્યુફળ'. આ ઉપમા ભૂલી ભૂલાશે નહિ.

આ બધાં કાવ્યો ગમ્યાં, છતાં હેમંત ધોરડાની એક નાનકડી ગઝલ 'નોટમાં વાળે છે...' ઊંડે ઊંડે હૃદયતલ પર ટકોરા મારી ગઇ. ગઝલમાં જેટલી કરુણતા છે તેટલી જ વેધકતા છે.

Cold blooded murder ની અસર કેવી થાય? કંઇક એવી જ અસર મને થઇ! આ ગઝલમાં ઘોંઘાટ-અવાજ ક્યાંય નથી સંભળાતો ત્યારે ભગવતીકુમાર શર્માની ગઝલ 'હેઇસો' મનમાં વાંચો તો પણ કંઇ કેટલાયે અવાજો એક સાથે ઉભરાય છે એની પ્રતીતિ થાય છે. જેમ 'એક ઝાડ'માં કવિએ ઝાડની વર્તમાન સ્થિતિનું ચિત્ર દોરી એના ભવ્ય ભૂતકાળના રંગોને ઉપસાવ્યા છે, તેમ અહિયાં કવિએ સ્ત્રી વિષે ૧૦ પંક્તિઓ રજુ કરી પુરુષ વિષે પાનાઓના પાના ઊઘાડા કરી દીધા છે. પુરુષ સ્ત્રી પરથી આવરણ નથી હઠાવતો, પોતાના પરથી જ હઠાવે છે, નહિ? પુરુષે સ્ત્રીની આ દશા તો કરી, પણ સાથે પોતાની પણ અવદશા કરી, અને એ પુરુષ સારી રીતે જાણે છે. સાહિર લુધિયાનવીએ કહ્યું જ છે ને કે જે સ્ત્રીએ પુરુષને જન્મ આપ્યો એ જ સ્ત્રીને પુરુષે બજારમાં ઊભી કરી દીધી: અને Tristan Corbiera એની રીતે કહે છે:

Her name? Call her misery.
Got herself born, Somehow. Somewher –
Somewhere, Someday, Will be Found dead—
There'll be no fuss, no one will care.

હા, હજી આજે પણ સ્ત્રીને નોટમાં વાળી શકાય, સસ્તામાં વટાવી શકાય, પાનમાં ચાવી શકાય, એના નામે હસી શકાય–થુંકી શકાય.... પછી વિશ્વનો કોઇપણ ખુણો હોય. ને પુરુષ ફક્ત કવિતા કરે....
હેમંતભાઇને અભિનંદન– Cold blooded murder માટે.

૯-૪-૭૭ –દિનેશ દલાલ

શ્રીમતી શારદાબેન શાહ તરફથી 'કવિતા'ને રૂા. એકસો એકાવન મળ્યા હતા; એ છેલ્લા છ અંકની શ્રેષ્ઠ કૃતિના પારિતોષિક રૂપે આપવામાં આવ્યા છે.

બે સમુદ્ર-કાવ્યો ☐ (છાયા: ફ્રોસ્ટ, ટેડ હ્યુમ) ☐ નરોત્તમ પલાણ

(૧)

સમુદ્રના કિનારા પર હોવું
એનાથી વિશેષ
કયું હોઇ શકે ધનભાગ ?!
એક જ નજરથી નિહાળી શકાય:
જન્મ, જીવન અને મૃત્યુનાં
અનંત પુનરાવર્તનો !

(૨)

સ્વર્ગની આભા જોઈ જોઈને
કંટાળેલો સમુદ્ર
ઊંઘ વિનાની લાખો રાત્રિઓ પછી
જીવન અને મોતને સમાન સૂરે ગાતો
નિર્હેતુક
જાતને છલ્યા વિના
એના અર્થહીન અવાજમાં ગાંગરે છે સતત.

થીજેલી જિંદગી.- ટી કાર્મી ☐ ભાનુ શાહ

બળબળતા સૂર્ય નીચે
જેવાં તેઓ બેઠાં, ચૂપચાપ,
ત્યાં પૂર્ણ ચંદ્રે આવીને તેમને આશિષ આપી.
તેની આંગળીઓમાંથી પ્રેમ નીતર્યો,
પેલાની આંખો મીણથી મીંચાઈ ગઈ.

આ પ્રેમીઓ !

ભરબપોરે તેઓ
કેવી વધુ પડતી સફેદી રાત
આપણે માટે લઈ આવ્યાં.

મારે જવું જોઈએ.... □ શિવ પંડયા

ઇચ્છાઓનાં નિબિડ અરણ્યમાં ભૂલી પડેલી મારી મા
રાહ જોતી હશે, જવા દો મને.
એની અપલક આંખ લીલા અંધકારની રિક્તતાને
છેદયા કરશે—મને શોધતી.
આ વૃક્ષની નિગૂઢ બખોલમાંથી મને બહાર કાઢો
મા રાહ જોતી હશે, જવા દો મને.
અહીં કયાં સુધી જોયા કરવાં મંદ મંદ હાલતાં
મર્મર વિનાનાં પર્ણ
અને
કયાં સુધી નીરખ્યા કરવાં આશાભર્યાં ચાંદરણાં
પ્રકાશની સેર પકડીને ચઢી જાઉં ઊંચે
અને
માપી લઉં—મારી આંખથી પ્રેમનું અફાટ આકાશ
જ્યાં મા-નો અવાજ પડઘાતો હશે
કોમળ ધડકતું હશે દિલ
ફૂલ જેવું જ એ મરકતી હશે
સમય જેવું સરકતી હશે
અને બહાર
તૃણાંકુરો પર બાઝેલાં ઓસબિન્દુ જેવાં
ફરકતાં હશે હર્ષાશ્રુઓ એની પાંપણો પર
મા રાહ જોતી હશે, જવા દો મને.

## ગઝલ

આંગણું, પરસાળ ને ઉંબર હતાં,
સ્વપ્નમાં પણ શું મજાનાં ઘર હતાં.

ડેલીએ દીવાનગી ઝૂર્યા કરે,
જે ગયાં પગલાં ઘણાં સુંદર હતાં.

એમના કર્મોથી એ નશ્વર થયાં,
કર્મ જોકે મૂળતો ઈશ્વર હતાં.

ગામને પાદર ભરેલી ભવ્યતા,
ગામ વચ્ચે ડેરલાં પાદર હતાં.

એને આથમણી હવા ભરખી ગઈ
આયનામાં સંસ્કૃતિનાં સ્તર હતાં.

એ પછીથી મોરનાં પીછાં થયાં
ભીષ્મની શય્યાનાં એ તો શર હતાં.

સુરેન્દ્ર ઠાકર 'મેહુલ'



ઉમાશંકર જોશી　　　　　　　　　　ચુનીલાલ મડિયા



સુંદરજી બેટાઇ　　ભોળાભાઇ પટેલ　　ગગનવિહારી મહેતા

ગઝલ □ મણિલાલ હ. પટેલ

હોવાપણું ક્યાં હોય છે હોવાપણાની વાતમાં ?
ખાલીપણું ખખડી રહ્યું ખાલીપણાની વાતમાં.
આ ભીંત જેવી શૂન્યતા પર ચિતરું છું મોર હું
તથ્ય કેવું હોય છે આભાસપણાની વાતમાં!
કૈ-કશું-ક્યાં-કેમ-સૌ આકાશ જેવું વ્યર્થ છે
ભ્રમ સઘળો હોય છે ખોયાપણાની વાતમાં.
પ્રેમ-શબ્દો-લાગણી-અર્થો અને આ આંખ પણ
છે બધું પોકળ નર્યું જીવ્યાપણાની વાતમાં.

મેદાન સીમિત □ ભાનુપ્રસાદ પંડ્યા

પ્રભાતી રંગોની ટશર થઇ ફેલાય, ઊછળે
પલાશી ફૂલોથી ઉર ભીંજવતા, ખુશખબર થૈ
કદી તો વ્હેંચાતા ઘરઘર, ઘૂમે મત્ત બનીને
કસુંબી ટોળામાં, ઊમટી ચગડોળે ચડી ફરે!
ધસે ગાડે બેસી, ગલી ગજવતા, દાંડી પીટતા

પધારે, નોંધે કૈં પિયળલિપિમાં (જેહ અઘરી
ઉકેલાવી!), ભીંતે ઊપસી રહી પંચાંગુ મહીં
સવી રૂહેતા કંકુ, પ્રતિજ્ઞા રચે સ્વસ્તિક નવા

સૂડાનું ટોળું થૈ કલબલી રહે, દેવચકલી
બની એ સુરંગી હળુહળુ ફરે આંગણ મહીં,
પછી ગોખે ગોખે ટમકી પૃથિવીને નભ બીજું
કરી દેતા આવે ક્ષણક્ષણ મહીં શ્રી ભરી દઇ!

ધસંતા અશ્વો શા અવસરની ક્યાં ફાળ અમિત?
ને ક્યાં આ નાનું સમયતણું મેદાન સીમિત!

મન! હવે ચાલો ☐ સુરેશ દલાલ

રસ્તે રખડતાં ભિખારીઓનાં ટોળાં જેવું મન—
રેડ-લાઈટ-એરીઆના અજવાળાનાં ઓળા જેવું મન—
મનને કહું છું:
મન!
હવે થોડું મૂરખ થા!
પારેવા જેવું ભોળું થા!
તારી જ હોશિયારી તને છેતરે છે.
તું રણમાં છે.
સહરા તો તારી પ્રત્યેક તારા ક્ષણમાં છે.
અને તું માને છે, મનાવે છે
કે તું તારા પાકથી લહેરાતા
લહેરાતા રાતામાતા ખેતરે છે.
તારી જ હોશિયારી તને છેતરે છે.

જોઉં તો ખરો:
મન કેવું છે!
ફાટેલા નકશા જેવો મનનો ચહેરો છે.
કાચની આંખ છે ને મનનો કાન બહેરો છે.
શોભાની આંખ,
શોભાના કાન,
જુએ કૈં, સાંભળે કૈં
મનમાં ડામરની કાળી કાળી સડક જેવાં,
ઊંચી ઊંચી ઇમારતે સજાવેલાં
પણ ભીતરથી ઉજ્જડ,
ખરજવાથી સડેલાં, કેન્સર જેમ ફેલાયેલાં
ભયની ધડક જેવાં

નાગાં, નફ્ફટ શહેરો છે:
ફાટેલા નકશા જેવો મનનો ચહેરો છે.

મનમાં કેટલા યે રસ્તા આપ થઈને દોડે
પુણ્યને નામે પાપ થઈ દોડે.

'ગ્રીન રૂમ' જેવું મન.
'મેકઅપ' ચાલ્યા કરે.
એક પછી બીજો વેશ, બીજા પછી ત્રીજો.
પરદો ઊપડે, વળી પાછો ઊપડે, પડે–,
ને મદારી મન
રે, ભિખારી મન
વીણ્યા કરે કાચની કચ્ચર જેવી
તાળીઓની નાની નાની ચીજો
એક પછી બીજો વેશ, બીજા પછી ત્રીજો.

ફરી પાછો 'મેકઅપ' ચાલ્યા કરે.
પ્રતિબિંબો હાલ્યા કરે.

મન ! હવે ચાલો !
છેક પેલે પાર,–
વેદના ને આનંદની આરપાર
ઝૂકી રહ્યું, ઝૂમી રહ્યું, લીલુંછમ ઝાડ !
પંખીઓના સૂરે કેવો બાંધ્યો છે ત્યાં માળો.
મન હવે ચાલો !
પણ, પડખું ય ફેરાય નહીં
એવો થયો પેરેલિસીસ.
લાગણીઓને લાગ્યું પડયો સિફિલીસ.
આંગળાઓ ખરી રહ્યા.
રોગ બધા હળી ગયા, એકમેકમાં ભળી ગયા.

કેટલો ય કંટાળો : કેટલો બધો થાક;
ક્યાંય નથી પ્રેમ, બધે ધમકી ને ધાક!
મન!
હવે કહ્યું જરી માન.
છોડ અભિમાન!
દરિયો વેરાન
—એમાં હલેસાંઓ ક્યાં લગી માયા કરે?
હાર્યા કરે, જીત્યા કરે, જીત્યા કરે, હાર્યા કરે.
મરેલાં શિશુ જેવાં સપનાંઓ
ગર્ભમહીં ક્યાં લગી ધાર્યા કરે?
હલેસાંઓ ક્યાં લગી માર્યા કરે?
મન! હવે ચાલો!
ક્યારની યે મીરાં જોઇ રહી વાટ,
ક્યાંક મારો સૂરદાસ યમુનાને ઘાટ.
વાંસળીના સૂર ક્યાંક બાંધી રહ્યા
મોરપીંછનો માળો,
મન! હવે ચાલો!

☐ પ્રવીણ દરજી

ચક્રવાક,
રાતભર ઘૂંટેલા
તારા વિયોગનું
જો
એક આંસુ આપે
તો
વાવી દઉં
આ ઊષર ભૂમિ પર
વિરહ....
વિરહ....

અવળું સવળું ગીત □ લાલજી કાનપરિયા

રેખાએ રેખાએ રઝળતા રસ્તા ને રસ્તામાં ઊગ્યો છે લીલો મુકામ
મુકામે ખીલ્યું એક લાલચટાક ફૂલ એ ફૂલનું શું રાખીએ નામ?
નામનું વળગણ એવું વળગ્યું આયખાને કે આયખામાં રહ્યાં નેં રામ
રામની વાડી તો ડૂલી ગૈ ઝાંઝવે ને ઝાંઝવાંમાં દરિયાનાં ઘૂઘવતાં ગામ.
ગામનો પરેલ રડ્યો ભેંકડો તાણીને એના ભેંકડામાં કાળુંધબ્બ ખેતર!
ખેતરમાં વાવેલી ભીની ભીની વાતોને ચણવા આવે છે રોજ તેતર.
તેતરની પાંખ લૈ ઊડ્યું આકાશ ને આકાશે પરીઓનાં રૂપાળાં ઘર
ઘરની પછીતે કો'ક આંખ્યું ત્રબકતી ને આંખ્યુંમાં છલકાતું આખું અંતર
અંતરની વાતુમાં દુનિયા શું જાણે? આ દુનિયાના લોક છે અદેખા
અદેખા માણસના હાથમાં પડીને ય ટળવળતી નસીબની રેખા.

શબ્દની શોધ □ જયન્ત પાઠક

મુરબ્બીએ કહ્યું : કવિ શબ્દ શોધે છે;
ને મેં શબ્દની શોધ આદરી દીધી.
જૂની હસ્તપ્રતોમાંથી મંકોડા પકડતાં પકડતાં
કેડના મંકોડા ઢીલા થઈ ગયા;
શબ્દકોશમાંની કીડીઓનું કટક જોતાં જોતાં
ચશ્માના કાચ જાડા થઇ ગયા;
પરિચિત પંક્તિઓનો પાઠ કરતાં કરતાં
જીભ જીર્ણજ્વરથી ઝલાઈ ગઈ;
આખરે કંટાળીને મેં શોધ સંકેલી લીધી
ને મૂગા મૂગા
ઊંચે આકાશ ભણી જોયા કર્યું –
ધીમે ધીમે કોરું આકાશ
તારાઓથી ભરાવા લાગ્યું
        ઊભરાવા લાગ્યું!

–તો □ જયા મહેતા

સૂર્યનું પ્રત્યેક કિરણ સૂર્ય સુધી લઇ જાય છે.
બારી આડેથી વેનિશ્યન બ્લાઇન્ડ્ઝ ખસેડી લેવાય તો....
પણ આંખો તો અંધારી બાંધીને જ ચાલવા ટેવાયેલી છે
અને ભમરડાની દોરી હજી હાથમાંથી છૂટતી નથી.

ગતિના ભ્રમમાં ઘાંચીનો બળદ ચાલ્યા જ કરે છે
ને મોજાંની અનંત થપાટો ઝીલીઝીલીને ય રેતી તો રેતી જ રહે છે.
દરિયા કિનારે ય દીવા તો સ્થિર જ હોય છે,
પણ તેનાં પ્રતિબિંબ જળમાં હાલ્યા જ કરે છે.

વાદળીઓમાં રંગ પૂરવા માટે કાંઈ સૂરજ ઊગતો નથી;
તો યે રંગ તો પુરાય છે.
પાંદડું ખર્યું છે, તો આસપાસમાં વૃક્ષ હોવું જ જોઈએ.

દરિયામાં જળ હોય; જળ ન હોય તો રેતી હોય
ને રેતીયે ન હોય તો ઘાસ ઊગ્યું હોય એમ પણ બને;
પણ કંઈક તો હોય જ.

અંધારું દેખાય એટલે રાત પડી જ હોય એવું નથી.
આંખ બંધ હોય તો યે અંધારું જ દેખાય.

નસોમાં લોહી વહેતું અટકી જાય તે પહેલાં
આંખ આડેથી વેનિશ્યન બ્લાઈન્ડ્ઝ ખસેડી શકાય તો...ખસેડી શકાય તો...

મારે ઉંબરે □ ગઝલ–ગીત □ ભગવતીકુમાર શર્મા

સંભવના સૂર હવે ખેરવે નહીં કદી યે લીલો અંજવાસ મારે ઉંબરે,
ઘટનાના લોપ કેરું પીળું વેરાન ભરે સૂકાભઠ શ્વાસ મારે ઉંબરે.
છાતી વચાળ મારી ત્રોફી ગયું છે કોઇ પીડાનાં લીલાંછમ ત્રાજવાં;
તે દિ' થી તરડાયું ખેતર છોડીને વસ્યા અજગર શા ચાસ મારે ઉંબરે.
ખેરવેલું મોરપિચ્છ સૂંઘે ન ઢેલ, મોર નિજનાં આંસુની ચેહ બાળતો;
તરસ્યાં તળાવ પછી તરડાયાં તડતડ ને ટળવળતી પ્યાસ મારે ઉંબરે.
જૂની તે વાવની ભીંતે દીધેલ બે'ક કંકુના થાપાનાં હીણકાં;
અડધો ઇતિહાસ લખ્યો ઘૂવડની આંખમાં ને અડધો ઇતિહાસ મારે ઉંબરે.
પગરવની ઘંટડિયું ઓસરી ગઇ ને સર્યા શીંગડીના ઝણકારા વેગળા;
ઘરની દીવાલ મને ચૂંટી ખણે ને ભરે પહેરો આભાસ મારે ઉંબરે.

ગીત □ પ્રફુલ્લ પંડયા

લખી શકાતા હોય તો મારે લખવા છે પડછાયા રે
મને મૂંઝવે દિવસરાત ને સમય સમયની માયા રે!
હું લખવા બેસું છું ત્યારે શબ્દો થૈ જાય સાધુ રે
ભાષા ભગવી લખતા રહેવું એમ વચન હું બાંધુ રે
ચાખડી પહેરી ફરતા અર્થો બળતી મારી કાયા રે!
ભસ્મની માફક ઊડતા રહેવું નગર નગરના દરવાજે
કોઈ આવકાર આપી દે તો વાત વરત થૈ વરતાજે
વરત વરતની વાયકાઓના તૂટી પડયા સૌ પાયા રે।

□ બકુલ રાવળ

આંગળીનાં ટેરવામાં ફૂટયું આકાશ અને આકાશે સાત સાત રંગ
ભીની હથેળીની એક એક રેખામાં પ્રીતમનાં પગલાંનો સંગ
બળતી બપોર બની કોયલનો કંઠ અને શમણાંને મ્હોરી વસંત
વાયુની લ્હેરખીનાં કામણ તો એવાં કે માટીમાં મ્હેકી સુગંધ
ગમતીલાં ગીત સમો વરસ્યો વરસાદ અને દરિયો પણ લાગે મધુર
હરણું બનીને દોટ હૈયાએ મૂકી ત્યાં ઝાંઝવાંમાં આવ્યાં છે પૂર
તોફાની વાયરાએ બાવળની શૂળને એવી એવી તે ભાઇ, ઝૂડી
કે રણની તે રેતને ફૂટી ગઇ પાંખ અને પંખીનું રૂપ લઇ ઊડી.

પ્રિયતમા સાથે હસ્તધૂનન વેળા.... □ વિનોદ જોશી

ને આપણી ઉભયની મળી હસ્તરેખા–
ઓ, મેં અસંભવિત સ્પંદનને ઘૂંટાતાં
માણ્યાં, જરાક ભરી કંપ હથેળીઓના
પોલાણમાં, ઉગી ગયા ક્ષણ એકમાં તો
રોમાંચ તૃણ ગઇ છાઈ બિછાત લીલે–
રી, ટેરવાં હણુ હણુ ધબકે સમાવી
આખ્ખાંય ચિત્ત તણી સામટી સ્વસ્થતા, ને
આંખો જપે ક્ષણ ચિરંતન વાંછનાની....

હું સ્તબ્ધ, ચિત્ત સ્થિર વિશ્વ બધુંય મૂગું
કેવું ! રહ્યાં ઘૂઘવી સાત સમંદરોનાં
મોજાં પ્રચંડ–હૃદયે, અનિમેષ નેત્રે
વિસ્તીર્ણ થાય ક્ષણ કલ્પ થઈ......
થઇ ત્યાં,
ધીમે ધીમે સળવળી વિખૂટા પડયાં, લો
સાયુજ્યની પળ તણાં થઈ ફાડિયાં બે—

લાભ અને શુભ ☐ વેણીભાઈ પુરોહિત

આવ, જરા આંગણામાં ઊભ:
સિન્દૂરથી
એક બાજુ લખ્યું લાભ
બીજી બાજુ શુભ:
આવ, જરા આંગણામાં ઊભ.

લાભ એક શબ્દ:
શુભ એક શબ્દ:
શબ્દમાં આકાશ ઊંચું,
ગહન પાતાલ ઊંડું,
શબ્દ પોતે શૂન્યતાની દિશાઓમાં
ડોલી રહ્યો હુલ્લોરાજા દરિયો,
લાભ શબ્દ અપેક્ષા:
શુભ શબ્દ તિતિક્ષા:
અપેક્ષા ને તિતિક્ષા ને પ્રતીક્ષા
ને ઉપેક્ષાનો ઘૂમી રહ્યો ગરિયો.
શબ્દથી તું તરી જા
ને શબ્દમાં તું ડૂબ:
આવ, જરા આંગણામાં ઊભ:
આવ, તારા આંગણામાં ઊભ.

બારસાખે વચ્ચોવચ બેઠા છે ગણેશ,
ચાલ, હવે ચાખડી ઉતાર
અને કર તારા ઘરમાં પ્રવેશ.
પ્રવેશની ઘડીએ જ
પોતાની જ બીણુ અને

પ્રતીક્ષા ☐ મગળ રાઠોડ

તારા શહેરના
બાગ બગીચાઓમાં
એક બાવલું ઊભું છે.
તું, અમસ્તાં જ
સ્પર્શીશ એને, અને
સળવળી ઊઠીશ અહીં હું....

પોતાના જ પર્વતોમાં
પડઘાયો પ્રશ્ન ઊભાઊભ–
લાભ
કિંવા
શુભ ?
–ઉત્તરમાં ઉક્... ઉક્... ઉક્ !
આવ તારા આંગણામાં ઊભ.

લાભ અને શુભ બન્ને સામસામાં પ્રેયઃ
લાભ તારું ધ્યેય છે કે શુભ તારું શ્રેય ?
લાભ એક શબ્દઃ
શુભ એક શબ્દઃ
કેમ ઊભો સ્તબ્ધ ?

☐ પન્ના નાયક

મારા સુખના પર્યાયરૂપી
એ વીંટી
હું હજી શોધું છું.
દુર્વાસાએ શકુંતલાને
આપેલો શાપ
આજે
મને ય ફળતો લાગે છે
નહીં તો
એવું બને ખરું
કે
આંખો બારીએ ઊભી જ રહે
અને કોઇ પદધ્વનિ જ ન સંભળાય ?

પ્રતીક્ષા ☐ મંગળ રાઠોડ

આખો દિવસ
આ સૂર્ય
મારા માથા પર
કંપાસની જેમ ફરતો રહ્યો.
સાંજ પડયે
ઈથર જેવું કશુંક હવે
ઓસરતું જાય છે
ઓસરતું જાય છે....
તમરે તમરું હવે મને
કોતરતું જાય છે
કોતરતું જાય છે.

બે રચના ઉર્ફે એક ગીત અને તેનું X-RAY દર્શન ☐ રમેશ પારેખ

અ નામની ઘટના પહેલાંની વાત !–
ટોળું છોડીને થોડા માણસો........
ફાનસમાં ગોટવાતું અંધારું ગાડાની સાથે જોડીને થોડા માણસો........
આંખો થડકારાનો આગિયો ઊડે ને વળી જંપે, ઊડે ને વળી જંપે
અંધારે ઝીણુંઝીણું ખરતા ઝણકારામાં ગાડું ને ડચકારો કંપે
ઠંડીમાં હાલવાતા નિરાધાર હાથોને સજ્જડ ઓઢીને થોડા માણસો........
નહીં પડી શકતા પડછાયાના બોજાથી કચરાતાં પૈડાં-ને થાક
ગાડું આખ્ખું ય બની ગયું એક ચીસ....એક ચીસ...એક ચીસ ને અવાક્
કાળી બખોલમાંથી કાળી બખોલ ભણી દોડીદોડીને થોડા માણસો........

☐

ટોળું છોડીને થોડા માણસો........
લહકારા લેતી લંબાઈમાંથી લ જેવા લ-ને તોડીને થોડા માણસો........
ચીલો કે ચાલ નહીં, ખેપ કે ખયાલ નહીં, હમણાં કે કાલ નહીં વગેરે
ઢૂંઢવું કે ઢાલ નહીં, તાપ કે તમાલ નહીં, તાંતણો કે તાલ નહીં વગેરે
જોડવું એવું ય નહીં, ખોડવું એવું ય નહીં તેથી ફોડીને થોડા માણસો........
છ તેથી છરકો ને ન તેથી નરકો ને બ તેથી બાબરી કે બાગ, લે....
દ માંથી દોડવું કે ખ માંથી ખાંસવું કે ફ માંથી ફાંસવું કે ફાગ, લે....
છોળછોળ ઓળઘોળ શ્વાસબોળ ગોળગોળ દોડીદોડીને થોડા માણસો........

☐ એના કુમિન્સ. ☐ ભાનુ શાહ.

દોસ્તો મરણ પામે ત્યાં સુધી
તમારી પ્રેમાળ વાણીને સંઘરી ન રાખો,
તેમની કબર પર લખવાને બદલે
તમે એને અત્યારે ને અત્યારે જ કહી દો.

એક મિજાજ ☐ અનન્તકુમાર પાષાણ ☐ અનુવાદક : ગુલાબદાસ બ્રોકર

માફ કરજો, આજે હું રંડીઓ વિશે કંઇક કહીશ.
તેમની ચાલચલગત વિશે નહિ, તેમના મિજાજ વિશે.

કદરૂપી કહે છે: "દેખાવમાં શું બળ્યું છે? નાચતાં આવડવું જોઇએ."
સુંદરી કહે છે: "તું જ જોઈ લેને! એમાં હું તે શું કહું?"
ઓછા ધંધાવાળી: "હું કોઇનીયે ખુશામત નથી કરતી."
ઝાઝા ધંધાવાળી: "અરે વાહ, તો પછી બજારમાં શાને બેઠી છો?"
નાની ઉંમરની: "હું તો બહું ભોળી છું. સાચે જ બેવકૂફ છું."
મોટી ઉંમરની: "સારા દિવસ તો મેં પણ જોયા છે, હોં."

કેટલીક ટોળકીઓ બનાવીને એક બીજીને મદદ કરતી રહે છે,
ટોળકીની બહારવાળીઓ ખીજાતી રહે છે.
ટોળકીવાળી કહે છે: "ભગવાનનો પાડ છે કે અમે મળતાવડાં છીએ,
હસમુખાં છીએ, અંદર અંદર પ્યાર કરનારાં છીએ."
ટોળકીની બહારવાળી કરાંસતી રહે છે:–
"આ બધી તો બહારથી ને બહારથી જ ઘરાકો ઉપાડી જાય છે."
ને વળી કેટલીક એવી છે જે કોઇ શેઠના, દાદાના, કે લીડરના ઘરમાં
બેસી ગઇ છે.
તુચ્છકારથી તે કહે છે: "હું ગલીમાં ફાનસ લટકાવીને બેસી ગયેલી
ચાલુ માલ જેવીઓમાંની નથી."
માફ કરજો હોં, મને એમ લાગે છે કે રંડીપણું એક મિજાજ છે.

☐ રાજેન્દ્ર શુક્લ

કશુંક કંપ્યું કરાડ પાછળ
પરોઢ થંભ્યું પહાડ પાછળ

ન મેઘ, અલકા, ન યક્ષ કંઇયે,
રહી ગયો એ અષાડ પાછળ.

રહ્યું ઊઘડતું જનમજનમ કંઇ,
હશે, હશે કંઇ, ઉઘાડ પાછળ

શ્વસાયું, બારી વસાઈ, નેત્રો,
રહ્યાં ચળકતાં તિરાડ પાછળ.

વિદાય વેળા વિદાય નિજની,
કિચૂડ કંપ્યું કમાડ પાછળ.

દુલા કાગ ☐ હરીન્દ્ર દવે

તેરમી સદીની વાત છે. બીજલ કવિ પ્રાણભરપૂર બાનીનો ગાનાર હતો. પ્રાણવાન કવિતાનો એ કવિ કવિતા કરીને રાજા રા' ડિયાસનું માથું લઈ આવેલો. બધે વાહવાહ થઈ. પણ કવિ તો એ માથું આપનારના ગુણ ગાવા ઈચ્છતા હતા; એટલે જ તેમણે ચિતા ખડકાવી. મસ્તકને ખોળામાં મૂકી જીવતા અગ્નિને પોતાની ચોમેર ગાઢ આશ્લેષ આપ્યો.

આ બીજલનો સૌથી નાનો દીકરો કાગ સૂર. અને તેની ૩૮મી પેઢીએ થયા દુલા ભાયા કાગ.

કવિતામાં બે અંતિમો છે: તમે કોઈનું માથું ઉતરાવી શકો; પણ સાથે તમારું માથું ઉતારી દેવાની તૈયારી હોય તો પ્રેમની માફક કવિતા પણ સર્વસ્વના ત્યાગની અપેક્ષા રાખે છે. - કબીરના શબ્દોમાં કહીએ તો:

યહ તો ઘર હૈ પ્રેમકા
ખાલાકા ઘર નાહી.
સીસ ઉતારી ભૂઈં ધરે
સો પૈઠે ઘર માંહી.

દુલા કાગ તેમના પ્રતાપી પૂર્વજની માફક આ બંને અંતિમો પર પહોંચેલા કવિ હતા. એમની કવિતામાં કોઈને પણ પોતાનું માથું ઉતારી દેવાનું મન થાય એવું જોમ હતું; તો બીજે પક્ષે કવિતા ખાતર પોતાનું માથું ઉતારી આપવાની તત્પરતા અને સચ્ચાઈ પણ તેમનામાં હતા.

કાગે પોતે સ્વ. ઝવેરચંદ મેઘાણીને એક વાત કરી હતી. મેઘાણીએ તેને પોતાના 'પરિભ્રમણ' નામના સંગ્રહમાં નોંધી છે.

"દુલાભાઈએ કહેલું એક ફૂલકળી શું નાનકડું રોજિન્દુ' કૌતુક મૂકું છું એના સ્વાનુભવની વાત છે: કૂકડીનાં ઈંડાં ૧૮ દિવસનાં થાય ત્યારે તેની અંદર જીવતાં બચ્ચાં બોલતાં હોય છે. અમે નાનપણમાં ઈંડાં લઈ લઈને કાને માંડતાં. અંદરથી કીઉ કીઉ! કીઉ! એવો ઉંડાણભેદી બાળસ્વર ઈંડે ઈંડે સાંભળતા. પછી કૂકડી બરાબર એ અવાજ આવવાને સ્થાનેથી જ ઈંડું ફોડે એટલે સૌ પહેલી બચ્ચાની ચાંચ બહાર નીકળે."

કવિ અને કવિતા વચ્ચેનો સંબંધ કંઈક આ જાતનો છે. દુલા કાગની કવિતામાં આપણે એ સંબંધને જળવાતો ક્યાંક ક્યાંક જોયો છે. કવિ પણ પોતાની ભીતરના કોઈક અવાજને કાને મૂકીને સાંભળે છે. જ્યારે એ અવાજ સ્પષ્ટ બને ત્યારે એને કાગળ પર ઉતારે છે.

'કાગવાણી'ના ભાગ વાંચીએ ત્યારે એને મૂલવવા માટે આપણે કયા ગજનો ઉપયોગ કરીશું? કવિતા વિશે આધુનિક સ્તર પરથી વાત કરનારા અતિવાસ્તવવાદ, એબ્સર્ડ, કોંક્રીટ, નોનસેન્સ વગેરે ભૂમિકાની વાત પણ કરે છે. પણ આવી કોઈ ભૂમિકાને ગણતરીમાં લીધા વિના પણ કવિતા થતી હોય છે. નરસિંહ, મીરાં કે પ્રેમાનંદ આમાંના કોઈ ચોકઠામાં ન બેસે તો આપણે તેમને કવિ નહીં કહીએ?

કવિતા વિશે એક વાત આવી વિવેચનાત્મક પરિભાષામાં કરી શકાય છે; બીજી વાત જીવનના સંદર્ભમાં કરી શકાય છે. મેઘાણીએ એક વાર કહ્યું હતું: "જેમની પાસે જીવન છે તેમની પાસે જીભ નથી; અને જીભવાળાઓ પાસે જીવન નથી. જીભવાળાઓ જીવનની વચ્ચે જતા નથી. એટલે કલમ ને પીંછીઓ જૂઠી રેખાઓ ને જૂઠા મરોડો ખેંચ્યે જાય છે."

કાગ એવા કવિ છે, જેમણે જીવનને જોયું છે અને જીભ દ્વારા તેને વાચા આપી છે. એમની કવિતામાં સામાજિક રંગ દેખાય છે. ભાવનગરના દીવાન સર પ્રભાશંકર પટ્ટણી વિશે પણ તેમની કવિતા મળે; મહાત્મા ગાંધી વિશે પણ એ લખે; વિનોબા વિશે પણ આખી ભૂદાનમાળા લખે; તો રામાયણ-મહાભારતનાં પાત્રો અને ભાવો વિશે પણ એ લખે. અને ક્યારેક પોતાની ભીતર સાથે પણ વાતો કરે. પ્રાસંગિક રચનાઓ તેમણે કરી છે. પણ પ્રસંગ ગયા પછી પણ તેનો રંગ ટક્યો છે: હરિપુરા કોંગ્રેસ વખતે મહાસભાને ગાંધીજીની દીકરી તરીકે જોઈને તેમણે ગાયું હતું:

**એક ચૂડલો ખળકે બ્રહ્માના દેશમાં રે,**
**બીજો ખળકે ખૈબર કેરે ઘાટ**
**દેશ જોજો ગાંધીજીની દીકરી રે**

અથવા ગાંધીજીનું આ ચિત્ર:

**ઝીણી ઝૂંપડિએ ઝીણી આંખડીએ, ઝીણી નજરેથી જોનારો**
**પોતે ચણેલામાં પોલ ભાળે તો તો પાયામાંથી જ પાડનારો.**
**મોભીડો મારો સો સો વાતુંનો જાણનારો.**

આવાં પ્રસંગિક કાવ્યો લખનાર આ કવિ આવી કવિતાની મર્યાદાથી પૂરેપૂરા સભાન હતા. તેમણે 'કાગવાણી'ના બીજા ભાગની પ્રસ્તાવનામાં લખ્યું છે:

"આજે લખેલું કાલે જૂઠું પડે, આજે નજરે જોયેલો પુરુષ વહેલી પ્રભાતે સ્ત્રી બની જાય. આજે દીસતો છત્રધારી કાલે રંક બને. આજે કેદખાને પડેલા કેદીઓ બીજે દિવસે સત્તાધીશો બને. આજના ડાહ્યા સવારે ગાંડા બને. આજનો કવિ કાલે મૂર્ખતા પ્રાપ્ત કરે. આજનો પરાધીન કાલે સ્વતંત્રતાના શિખર પર ચડીને ગગનને સ્પર્શે.

આ કહ્યા પછી કવિ પ્રશ્ન કરે છે:

"આવા ક્ષણે ક્ષણે થતા ફેરફારોમાં કાવ્યો શું? ગીતો શું? વાર્તા શું?

અને પોતે જ ઉત્તર આપે છે:

"એ બધાં તો સ્થિરતાના છોરુ છે, ને કાળથી અબાધિત છે."

આ વાત જાણીને કાગે કવિતા લખી છે.

તેમની કવિતાના ત્રણ ભાગ પડી જાય છે: એક ઉપર જણાવ્યા એ પ્રકારનાં સમયરંગથી રંગાયેલાં કાવ્યો: બીજા પ્રકીર્ણ કાવ્યો જેમાં રામાયણ અંગેનાં કલ્પનાશીલ રૂપકો પણ આવે. ત્રીજા છે તેમના દુહાઓ.

મેઘાણીએ દુહા વિશે કહ્યું છે: આત્મ પ્રલોભનની એકલવાણીનું ઝીણામાં ઝીણું વાદ્ય જે એકતારો છે તો એ વાણીનું વાહક કાવ્યસ્વરૂપ દૂહો છે:

કાગની કવિતાશક્તિનાં ઘણાં શિખરો દૂહાઓમાં જોવા મળે છે. થોડાંક ઉદાહરણો જોઈએ:

જખમ ન જાણે જોગ સરોવર પડે સદા
વારિ તણો વિજોગ કરકા દિલના કાગડા.

ધરણી ધીંગી જોઈ બીજક અણસમ બોળિયાં
કણ જો કાળો હોય તો કવા વાયો કાગડી.

કાઢી મેલ્યા કોઈ રામ ભજનને રૂસણે
જાતા દનડા જોઈ કાળ નોતરવા કાગડા?

અને છેલ્લે

મન એમાં મઝા ફૂલ વીણી પાછો ફર્યે,
પાંડનું પૂછીશ ના, તને કાંટા, ક્યાંથી કાગડા?

હે કાગ, ગુલાબના છોડ પાસે જઈ ફૂલ વીણી લેવામાં જ આનંદ છે: પણ મોટા પરીક્ષક થઈ ગુલાબને પૂછશો કે તારા શરીરે કાંટા કેમ છે, તો જવાબ કાંઈ નહીં મળે અને ફૂલનો આનંદ પણ જશે.

પ્રત્યેક કવિની કવિતા એ ગુલાબ છે: એની લઢણોના કાંટા વચ્ચે એ ખીલે છે. સર વોલ્ટર રેલેએ કહ્યું હતું એમ પ્રત્યેક ગુલાબ પોતપોતાના કાંટા વચ્ચે ખીલે એ જરૂરનું છે.

કાગની કવિતામાં દષ્ટિવાળા માટે પુષ્પોનો તોટો નથી.

સમાનુભૂતિની ક્ષણો □ રમેશ જાની

**કાવ્ય તથા કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક શ્રેણી**

'સહજ' કવિ: વાડીલાલ ડગલી, આ. ૧, ૧૯૭૬: પૃ. ૧૧૧; મૂલ્ય: રૂ. ૧૦, બાલગોવિંદ પ્રકાશન, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧.

આપણા આ સમર્થ અર્થશાસ્ત્રી અને પત્રકારે અંગ્રેજી ભાષામાં અને પછી તો ગુજરાતી ગદ્યમાંએ આદરણીય સિદ્ધિ પ્રાપ્ત કરી છે. હવે આપણી સમક્ષ 'સહજ' દ્વારા એક કવિ તરીકે એ ઉપસ્થિત થાય છે.

વાડીભાઈની કવિતાનું સૌથી મહત્ત્વનું લક્ષણ એનો પ્રસાદગુણ છે. વિષયની અભિવ્યક્તિની સરલતા છે. સાહજિકતા છે. એટલે કે જે કંઈ પ્રકટે છે તે આયાસહીનતાથી પ્રકટે છે. સહજ રીતે પ્રકટે છે. જે તત્ત્વ આ કાવ્યસંગ્રહના શીર્ષકને સાર્થક કરે છે.

કાવ્યત્વના આ સહજ વ્યાપારની ગંગોત્રી એમની સંવેદનાની ગહનતામાંથી પ્રકટે છે. માનવનાં મન અને જીવનના સ્થૂલ—સૂક્ષ્મ વ્યવહારના એ જાણતલ છે. પ્રકૃતિના પળેપળે પલટાતા મિજાજની સાથે સમરસ થઈ શકે એવી સદ્યસંવેદનશીલતા ધરાવે છે. મન, જીવન અને પ્રકૃતિના સંવાદ-વિસંવાદને સ્વસ્થતાથી ઝીલીને એની અનુભૂતિના લયાન્દોલને પ્રકટ કરતો સહજ શબ્દ એમની પાસે બહુધા અછાંદસ કાવ્યનું નિર્માણ કરાવે છે - જે એમની પ્રારંભિક ગેયપ્રકૃતિઓ કરતાં ઉચ્ચતર સ્થાનનું અધિકારી છે.

પ્રકૃતિ અને માનવીથી મુગ્ધ એવા આ કવિ એમનાથી લુબ્ધ ન થઈ જવાય એટલું કલાતાટસ્થ્ય ધરાવે છે. એથી જ એમના જલ અને સ્થલનાં દૃશ્યો પછી એ મુંબઈના કોઈ સાગરતટનાં કે કાશ્મીરની બરફથી આચ્છાદિત પર્વતમાળાઓનાં કે જપાનની પ્રાદેશિક રમણીયતાનાં કે આકાશી પ્રકૃતિ કે પ્રવૃત્તિના હોય, સાથે માનવીય ચેતનનાં રંગરૂપને પણ એ અનેક વાર વ્યંજિત કરતા હોય છે.

વાડીભાઈની કવિતામાં સભાનતા છે. કૃતકતા નથી. અર્વાચીનતા છે, એનું વળગણ નથી. જે છે તે સાહજિક પ્રતિભાનો પ્રસન્ન નવોન્મેષ છે. કવિનો આપણી કવિતામાં આ સહજ પ્રવેશ માત્ર આવકાર્ય જ નથી, આનન્દપ્રદ પણ છે.

પ્રિય સુરેશભાઈ, ૧૦-૩-'૭૭

"કવિતા" - ૫૭ (ફેબ્રુઆરી ૧૯૭૭) નો અંક રસપૂર્વક વાંચી ગયો. એમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી ઉત્તમ કૃતિ તારવી આપવાનું તમે મને કહ્યું એટલે ગણનામાં લેવાની કૃતિઓ બે-ત્રણવાર આસ્વાદી. ગઝલ, સૉનેટ, ગીત, અ-છાંદસ - માં વહેતી કવિતાની ભીનાશ જ્યાં જ્યાં મને સ્પર્શી ત્યાં ત્યાં કાવ્યાનંદનો અનુભવ કર્યો. કાવ્યજલના વિવિધ આહ્‌લાદક સ્પર્શોમાંથી મને વિપિન પરીખના 'ઠીક નથી' કાવ્યની ભીનાશ સૌથી વધુ સ્પર્શી ગઈ.

વિદાયની ભારેલી વેદના અને 'આવજો'ની 'મધુર સાંત્વન' – અનુભૂતિની વિવિધ ભાવચ્છાયાઓ. 'સૂરજ'ને કહીશું રોજ દિવસને ટૂંકો કરે' જેવી સંયમિત કલાત્મક નિરૂપણની ઉજ્જ્વલતા પામે છે. અને

'આટલા બધા માણસોની વચ્ચે આ ભીનાશ ઠીક નથી' - ની ભાવ - પરાકાષ્ઠા સુધી ઊંચકાઈને ભાવકને આર્દ્ર કરે છે. 'કવિતા' - ૫૭ ના બધાં કાવ્યોમાંથી આ કાવ્યનો મને હૃદયના દ્વાર દ્વારા થયેલા રસાનુભવ એને ઉત્તમ કાવ્ય કહેવા પ્રેરે છે.

કુશળ હશો

ચિમનલાલ ત્રિવેદીની યાદ.

☐ રાજેન્દ્ર શુક્લ

દરવાજા બંધ છે ને બધાં બંધ છે બજાર,
સૂઈ ગયેલા શહેરમાંથી થાઉં છું પસાર.
સૂમસામ શેરીઓ મહીં છે શોર શ્વાસનો,
ભીડેલ ભોગળો, ન કશું સળવળે લગાર.
ભાગોળ ઓગળે ને ગળે કોટ કાંગરા,
ઓળા કંઇ ભળે ને દિશા વિસ્તરે અપાર.
આ શહેરની પછીતે બીજું શહેર પણ હશે,
આ શાનો તગતગે છે કંઇ ધૂંધળો ચિતાર ?
પાછું વળીને જોઉં તો કોઇ મળે નહીં,
ડગલું ભરું કે નામ લઇને કરે પુકાર.

## સનાતન ☐ વિપિન પરીખ

જ્યાં જ્યાં ઝાકળનું એક બિંદુ છે
ત્યાં ત્યાં હું પણ છું
કારણ
ઝાકળ અને સંબંધનો પિંડ કોઈથી અજાણ્યો નથી.
જ્યાં જ્યાં લીલાશ ગુંથાઈને વિસ્તરી છે
ત્યાં ત્યાં હું પણ છું.
હું પોતે જ ક્યારેક ઘાસ થઈને હવાના સ્પર્શે ફિલ્લોલું છું
જ્યાં વડની વિશાળ છાયા પથરાઈ છે
એ વૃક્ષની છાયામાં હું પણ છું.
હું, સૂર્યના તાપમાં રખડી રખડીને આવેલો યાત્રી, હું.
જ્યાં જ્યાં ચંદ્ર ટુકડેટુકડા થઈને તર્યા કરે છે જળની ઉપર
ત્યાં હું છું.
હું પોતે પણ છિન્નભિન્ન થઈને તરતો રહ્યો છું આજ લગી.
જ્યારે બાળક બોલે છે કાલુંઘેલું,
ને એક મા પાગલ થઈને ભેટી પડે છે
ત્યારે એ મા પણ હું છું.
મારામાંથી એક સનાતન મા ઝર્યા કરે છે.
મારી આંખોમાં બાળકનો ગર્ભ સ્ફુર્યા કરે છે...

## આશ્રય ☐ સર્વેશ્વરદયાલ સકસેના ☐ શકુંતલા મહેતા

જિંદગી આખી
હું મોં છુપાવવાની જગા
શોધતો રહ્યો,
પણ આખરે
મને મારી હથેળી સિવાય
બહેતર બીજી કોઈ પણ જગા મળી નહીં.

મારો સાવ એકલો દરિયો

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૦ : અંક ૪ : એપ્રિલ, ૧૯૭૭

સળંગ અંક : ૫૮

'કેરિકેચર' 'શિવ'

સજાવટ : દિનેશ દલાલ

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા

# કવિતા

[ દ્વૈમાસિક ]



---

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને **એક કાગળ પર એક જ કૃતિ** લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં નવ રૂપિયા પરદેશમાં વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ – ૧ |
| ૨. તેના પ્રકાશકનની સામયિકતા | : દ્વિમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઇ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું, | : એસ.એન.ડી.ટી. ક્વાર્ટર્સ, મુંબઈ ૪૦૦ ૦૨૦ |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા ઠરનામાં | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ અન્વયે (રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૪૦૦ ૦૦૧ |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૧૯૭૭ પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

## ઘાસ □ જયન્ત પાઠક

મારા બંગલાના કમ્પાઉન્ડમાં ઊગેલા
અસંસ્કૃત ઘાસને
હું મૂળમાંથી ઉખાડી નાખું છું.
—ઘાસ પૃથ્વીનો આદિમ રોમાંચ, પ્રથમ ઉચ્છ્વાસ—
મૂળમાં ધરતી પમરે છે.

ક્યારે, ક્યાંથી આવીને
આ માટીમાં બીજ પડયું હશે!
ફોરાંથી એ ફાટયું ને પત્તીઓમાં ફાલ્યું
પવનના પારણામાં ઝૂલ્યું.
એને એમ કે જગા સલામત છે.
હું જીવી જઈશ.......
પણ મેં એને ઉખાડી નાખ્યું.

નખમાં થોડી ભરાઇ રહી છે માટી
હવે એમાં ઊગશે કે
ઊગશે કે પેલું અસંસ્કૃત.......

## तृणम् □ अनु. जशवंती दवे

मम भवनांगणे प्ररूढम्
असंस्कृतं तृणम्
अहम् उन्मूलयामि ।
— तृणं, पृथिव्याः आदिमः रोमांचः, प्रथमोच्छ्वासः
मूले परिमलः पृथिव्याः ।

कदा कुतः आगत्य ।
मृत्तिकायाम् अस्यां बीजं पतितं भवेत्
जलविन्दुभिः तद् उद्भिन्नं पत्रावल्यां सितं
पवनपर्यंकिकायां दोलायितम् ।
तेन भावितं यद् स्थानं हि निर्भयं
जीविष्यामि अहं...............
किन्तु उद्क्षिप्तं तद् मया ।

नखान्तरे विलग्ना काचित् म
इदानीं तस्याम् उद्भविष्यं
उद्भविष्यति किं तद् असं

KAVITA Regd. No. R.N. 16800/67

grass
in the compound of my bunglow:
weed out, roots and all.
—Grass, the earth's primitive tingle-thrill, the first-ever exhalation—
The earth emanates fragrance in its womb.

When, whence this seedling
got implanted in this soil ?
It burst with the raindrops and blossomed
into folliage;
it swung in the cradle of the winds:
It felt the place is safe.
I Might survive.....
But then, I uprooted it.

A little soil still has got stuck in my fingernails:
Would it now
would it again sprout
that uncivilized.....

*(Translated from Gujarati by Jagdish Joshi)*

## कृत्रिमकुसुमान् प्रति □ प्रह्लाद पारेख □ अनु. जशवंती दवे

(गुजराती काव्यम्)

तवैते वर्णाः,
अपि च आकाराः,

विधात्रा निर्मितः अयमपि च आनंदकणः ते,
त्वदीयं आयुश्च उपवनकुसुमेभ्योऽधिकतरम् ।।

गृहाणां शोभासु,
क्वचिद् धम्मिल्लेषु,

स्थितिं दृष्टवा वै ते मम हृदयमानन्दभरितम्,
कदा वा वक्ति तद्, तव प्रशंसनपूर्णवचनम् ।

परन्तु ज्ञातः किं,
कदा वाऽनुभूतः,

सुधांशो भानोर्वा सुदूरक्षितिजात् भव्य उदयः ?
अनुभूतः किं वा मधुसमीरस्पर्शः सुमधुरः ?

न खलु निन्दामि
परन्तु पृच्छामि

कदाचिद् वाऽस्ति कांक्षा त्वदीयहृदयस्यान्तरतमे,
दिनान्ते शीर्ण स्याम् समर्प्य निजसर्वं सुनिपुणम् ।।

ગઝલ ☐ કમલ વોરા

કોઈ સશસ્ત્ર સેના જેવું આ શહેર મને ઘેરી ઊભું છે
એક અવિરત છલના જેવું આ શહેર મને ઘેરી ઊભું છે

અહીંથી છટકી ભાગી જવાના તમામ રસ્તા બંધ કરીને
નભથી ઊંચા કિલ્લા જેવું આ શહેર મને ઘેરી ઊભું છે

આંખો મારી ફોડીને કિકિયારી કરતું નાચે કૂદે
કોઈ ઝનૂની ટોળા જેવું આ શહેર મને ઘેરી ઊભું છે

છાતીમાંથી ઊઠતી ચીસો રુંધાતા શ્વાસે અફળાતી
અનેક તીણા ભાલા જેવું આ શહેર મને ઘેરી ઊભું છે

આખી વસ્તી ખાલી કરી ગૈ મકાન રસ્તા આભ હવાને
તૂટી ગયેલા સપના જેવું આ શહેર મને ઘેરી ઊભું છે

## ટેકરીનો નિસાસો ☐ મકરંદ દવે

પેલી લીલીછમ ટેકરીનો ટુકડો
નિસાસા હજી નાખે.

આવી આલીશાન નગરી ને નગરીમાં ઠેરઠેર ઊભરાય માણુંહ,
ઠેકાણે પાડવાને એને આ રાતદિન ખડકચે રાખીને ભાઈ, પાણા,
ટેકરીને મૂળમાંથી ખોદી નાખીને પછે ટેકરા ચણાવવાનાં ટાણાં,
થોડી લીલપ ક્યાંય બાકી રહે તો એને
કાચની દીવાલુંમાં રાખે! —

ઝાડવાંનાં માથાં ઉડાડીને રઘવાયું લોક જરા ક્યાંક ઝાડ રોપે,
છાપરાંને માથે ઇ કૂંડાં થાપે ને કિયે, કેવો બગીચો અહીં ઓપે!
બોલોને, જંગલનો દેવ પછે કાળઝાળ, એના પર કેમ નહીં કોપે?
લીલૂડી જિંદગીને સોરી નાખીને પછે
દંનનો દુકાળ સહુ ભાખે—
પેલી લીલીછમ ટેકરીનો ટુકડો
નિસાસા હજી નાખે.

## અસહાય ☐ મેઘનાદ ભટ્ટ

...મને ન મળેલી દ્રાક્ષને ખાટી કહેવાની પાકટતા કેળવી શક્યો નથી
કાગડાના કંઠમાધુર્યની નવાજેશ કરવાની
શિયાળવૃત્તિ પણ હજી કેળવી શક્યો નથી.
હમસફરના દર્દ પર માત્ર મોરનાં આંસુ પણ સારી શકતો નથી
ઉષ્મા કે ઉમળકાના અભાવવાળું સ્મિત પણ
સાહજીકતાથી કે સ્વાભાવિકતાથી આપી શકતો નથી
રખે માનતા કે હું "મહાત્મા"નો સ્વાંગ સજું છું
મારી અણઆવડત પર નિર્દોષતાનો ટોપલો ઢાંકી
'નિર્દોષ'ને દોષિત ન કરું હું
પણ, હું સાચ્ચે જ અસહાય છું
મારી અસહાયતા એટલી તો અસીમ છે
કે
માના ગર્ભમાં નવ નવ માસનો કારાવાસ વેઠી
સ્વતંત્રતાનો શ્વાસ લીધો ત્યારે મારી મેળે હું રડી પણ શક્યો ન્હોતો
–એથી જ– કદાચ........

જત લખવાનું આટલું—યાને વિમલીનો પત્ર ☐ વિનોદ જોશી

આ રઘવાયા હાથનાં ખૂલી ગયાં મેંદાન
આંગળીયુંમાં આજ અખ્શર ઘોડા ખેલવે
હુમ્બો હુમ્બો આંખમાં ઝીકું માઝમ રાત
પરોઢિયે પોંખાય સૂરજ તારા નામનો
વેકૂરીમાં ઘર કર્યાં ને દેદો કૂટયાં હેઇ.
જળબંબોળા નાહી નદીયું બાંધી કેડયમાં
જળની સો સો દાંડલી નેવે તરફડ થાય
ફળિયે સળગી જાય કૂંપળ તારી યાદની
હલ્લક ફુલ્લક આંખનાં અધકચરાં એંધાણ
ઝળઝળિયે ધોવાય વહમું લાગે વિનિયા
અરડીમરડી આળખું પીંછા સરખી વાત
કડડડભૂસ અંકાશ કાગળ ઉપર ખાબકે

☐ મુકેશ માલવણકર

તે
પોલીસ-ઈન્સપેક્ટરનો
ઈન્ટર-વ્યુ આપવા માગતો હતો
પણ
પ્રાથમિક તપાસમાં નિષ્ફળ ગયો :
"તેની છાતી ફુલાવીને '૩૬' થતી ન હતી"
તેણે આઘાત અનુભવી
નદીમાં આત્મહત્યા માટે ઝંપલાવ્યું
ચાર દિવસ પછી
તેનું શબ બહાર આવ્યું ત્યારે
છાતી ફૂલીને ૩૬" થઈ ગઈ હતી.
કદાચ હવે તે....

## લેખક થઈ ગયેલા એક માણસના મૃત્યુ પર ☐ ચન્દ્રકાંત બક્ષી

કાવાદાવા
કાદાવાવા વાદાકાવા
કાવા કાદાવા દાવાવાકા
દાકા વાદાકા વાકાવાદા
દાવા કાદા કાવા વાવા
વ'વા વાવા વાવા વાવા
અંતે શું?
કા કા કા કા કા કા કા.

## દર્શન ☐ વિપિન પરીખ

મંદિરમાં જઈને કહું છું: મૂર્તિ ખૂબ સુંદર છે.
પણ નમી નથી શકતો.
શ્રદ્ધાળુ માણસની ભક્તિ મને કોરી ખાય છે.
હું ભાવુક થવા જાઉં ને મને જ અડવો લાગું.
કઢંગો પ્રયત્ન કરું
કે
બહાર નીકળી જાઉં?
એક ક્ષણમાં કોઈ ચમત્કારની આશાએ આંખો મીંચું છું.
કશું ય બનતું નથી.
ચૂપચાપ નીકળી જાઉં છું.
બહાર આવીને જાતને ધિક્કારું છું;
'થોડુંક નમ્યો હોત તો નાક ઘસાઈ ન જાત!'

## ગીત □ પ્રફુલ્લ પંડ્યા

મૂળ પકડવું હોય તો લીલા છોડને જોયા કરવો બાકી થડ જેવું થડ સાવ નકામું ખોટું
મૌન ખડકવું હોય તો ભીનો અક્ષર જોયા કરવો બાકી ખડ જેવું ખડ સાવ નકામું ખોટું
વેંત જેવડો ખાડો ખોદી એક વેંત અંદર ઊતરો તો અંધારું ઓઢેલો ધૂળના થર બાઝેલો
કાચો સૂર્યભાવ રે ભાસે !
ચેતનવંતી થતી જતી કાયાની આંખે અંધાપો ઊતરે છે એવા વિચારની પાસે આવીને
ચૂપચાપ ઊભો હું છેલ્લા શ્વાસે....
શ્વાસ પકડવો હોય તો મડદે મડદા જોયા કરવા બાકી પડ જેવું પડ સાવ નકામું ખોટું !
કોઈ અજાણ્યા શહેરપુરુષના જનમમરણનો સવાલ ઊઠે છે ત્યારે હું દરિયા જનમની
કામનાઓને સોંપી દઉં છું હણહણતો આવેશ
આકાશ નામે રાજા થૈ ગ્યો આકાશ નામે રંક રે એવાં સપનાંના અવાજને જેવો માફ કરી
દીધો તોયે ખચકાટ રહી ગ્યો શેષ....
ભાવ પકડવો હોય તો ભીનો માણસ જોયા કરવો બાકી તડ જેવું ફડ સાવ નકામું ખોટું !

બનાવટી ફૂલોને ☐ પ્રહ્લાદ પારેખ

તમારે રંગો છે,
અને આકારો છે,
કલાકારે દીધો તમ સમીપ આનંદ-ગુણ છે,
અને બાગોમાંનાં કુસુમ થકી લાંબું જીવન છે.

ઘરોની શોભામાં,
કદી અંબોડામાં,
રહો છો ત્યાં જોઈ ઘડીકભર હૈયું હરખતું,
પ્રશંસા કેરાં એ કદીક વળી વેણો ઊચરતું.

પરંતુ જાણ્યું છે,
કદી વા માણ્યું છે,
શશીનું, ભાનુનું, ક્ષિતિજ પરથી ભવ્ય ઊગવું?
વસંતે વાયુનું રસિક અડવું વા અનુભવ્યું?

ન જાણો નિંદું છું,
પરંતુ પૂછું છું,
તમારા હૈયાના ગહન મહીંયે આવું વસતું
દિનાન્તે આજે તો સકલ નિજ આપી ઝરી જવું.

ઈશારો ☐ મકરંદ દવે

હોડી તો હાલકડોલ થશે અને
રેલશે જળના લોઢ, ઉછળશે
જળચરો તણા ભીષણ ભીમ આકારો !
તો ય સફર તો ખેલ બરાબર, મોજ સરાસર,
દેખ, સુકાન પાસે તારા
દિલેર સોબતીનો સથવારો.

સઢના વાવટા ફરફરે, કૂવાથંભ કિચૂડતા જાય,
અને દરિયાઈ પંખી કોઈ ચકળવકળ
આંખ માંડી રહે મૂંગી,
માલમી મારો તો બેફિકરો, એય પવન રોકતો
હાથ બખોલમાં, લ્હેરથી ચેતવે
ભડકો નાખતી ચૂંગી.

જિંદગી કેરુ પરોઢ જોવું, જળલોઢ જોવા, પછી
કોઈ દિશાહીન ન્યાળવો
ધુમ્મસ ઢળતો દૂર કિનારો,
કે પછી એયને પગ લંબાવીને
જોઉં ઝળુંબતો ઢૂકડે ઘોળતો
લાખ સમંદર આંખમાં, ઘોરિઘર
ટંડેલનો ભેરવી કોઈ ઈશારો !

તો ચાલ જલ્દી,
હવે વિચારવાનું ન હોય.
નદીના ધસમસતા પૂરે
અટકી જવાના પ્રયત્નો તો ઘણા યે કર્યા
પણ એમ
ધાર્યું અટકી શકાતું હોત તો
આ ડામરના લાંબા રસ્તા
ન બનાવવા પડત.
અને તો પછી
મારી શિરાઓમાં આ તડકો
ન ખીલ્યો હોત
ને
પાંપણે આવીને લટકેલા અશ્રુ પર
સળગતા અંગારા ય ન પડત
પણ
પવન પગલાં ભૂસે તો કોનો વાંક?
ને હવે
પનિહારી કૂવેથી
કશું કોરું કોરું ભરી લાવે
કે સ્મશાનમાં
સળગતી ચિતા પર સૂર્યનું આંસુ પડે
કશાનો કોઈ જ અર્થ નથી.
છતાં ક્યારેક થાય છે કે
બ્લેકબોર્ડના લખાણની જેમ
તને ભૂસી શકાતી હોત તો!
મારી ભીંત પર જડાયેલી તારી આંખોને

ફૂંક મારીને ઉડાડી શકાતી હોત તો ?
કંકાવટીમાં
તારા કોરાપણાને પલાળી
ઉંબરે સાથિયા ચીતરી શકાતા હોત તો ?
પણ હવે તો
મારાં આંસુઓની રાખ પણ બુઝાઇ ગઇ
કાંકરિયાનાં પાણી ય આથમી ચૂકયાં.
યમુના ય સૂકાઇ સૂકાઇને
વાંસળી બની ગઈ.
અધવચ્ચે
ડબલ ડેકરોમાં પંકચર પડયાં.
સડકો ય પીગળીને કયાંક વહી ગઇ.
જરઠ અંધકારમાં ખોવાઇ ગયાં હલેસાં
ને દરિયો ય
થીજી થીજીને બની ગયો સમયનો ગઠ્ઠો.
છતાં હજી ય
ટયૂબલાઇટ ન જ ઊપડી
સરુવનમાં પવન ન જ ફૂંકાયો
ઉંબરાએ રાતભર ઘોર્યા કર્યું ઘસઘસાટ,
ને આંગણું તો રડી રડીને રાતુંચોળ
પણ
ચશ્માની ફ્રેમની જેમ
આંખો બદલી શકાતી નથી.
કરોળિયાએ
ફેફસાંમાં બાંધેલા જાળામાંથી
પાંખો ફફડાવી ઊડી શકાતું નથી
દર્પણમાં દાટી દીધેલાં બિંબો

ખોદી શકાતાં નથી
કે
તારા ભૂગર્ભમાં અણુધડાકા કરીને
વરસાદ પાડી શકાતો નથી.
પણ
હવે તો હું
તારી શિરાઓમાં ઘૂમતા સર્પોના વિષને
મધ સાથે ચાટી શકું છું.
સર્પોએ ઉતારેલી કાંચળીની
મચ્છરદાની બનાવીને નિરાંતે સૂઇ શકું છું
તડકો વેચી સૂર્ય ખરીદી શકું છું.
તારા અંધકારમાં
આગિયા ઉછેરી શકું છું.
એંજિનના ભઠ્ઠામાંના ધગધગતા કોલસાને
મારાં આંસુ સીંચીને
પ્રજ્વલિત કરી શકું છું.
પણ
હજી યે
નથી ઊંચકી શકાતી તારી અપેક્ષાઓ
નથી સ્હેવાતો હવે
મારા ખભા પર બેસીને
બે પગ વચ્ચે મારા ગળાને ભીંસી રહેલો રામ
ચાલ,
બની શકે તો
એના રાઇ રાઇ જેવડા ટુકડા કરી દઇએ
આજે હું
તારા સાતમા કોઠાને ભેદીશ

અને
ખોબલે ખોબલે તારું એકાન્ત એકઠું કરી
એનું મંદિર બાંધીશ
ને એમાંની એકાન્ત મૂર્તિનાં ચરણમાં
મારાં એકાન્તનાં ફૂલો ઉછેરીશ
ને ટ્રેઈનના પૈડામાં
ચોંટાડી દઈશ તારા શૂન્યને
હું તો
હમેશાં ફર્યા કરું છું—
તારા એકાન્ત વર્તુળના પરિઘ પર
મારે નથી જોઈતું પ્રદક્ષિણાનું ફળ
મને હવે સફરજન નથી ભાવતાં
એનો લાલ રંગ ખૂબ ગમે
પણ હું
લાલ રંગને કાપી શકતો નથી
મારે તો
લાલ રંગને એકઠો કરી કરીને
રચવો છે એક સૂરજ
તો
નક્ષત્રોનાં ઝુમ્મર તૂટી જાય તે પહેલાં
ચાલ, ધરતીમાં ડૂબકી મારીએ
હવે મને આકાશનો ભાર લાગે છે
જો,
પાતાળના દરવાજા ખૂલી ગયા
ચાલી આવ મારી સાથે સાથે
ને આમ જો,
દૂર....દૂર....મેદાનોને સામે છેડે
ખાલી સિંહાસન દેખાય છે તને?

શબ્દ–ઝૂમણા–સૉનેટ ☐ જગદીશ જોષી

શબ્દને યોનિ છે, શબ્દને શિશ્ન છે
શબ્દને સ્તન અને છાતીએ વાળ છે
સમૂહમાં શબ્દ છે, શબ્દ છે એકલો.
શબ્દ છે સૌમ્ય ને શબ્દ વિકરાળ છે
શબ્દ તો શરીર ને શબ્દ તો પ્રાણ છે
શબ્દ તો રેતી ને શબ્દ તો વ્હાણ છે.

શબ્દને પાંજરે પંખી બોલ્યા કરે
એક બીજું સદા અર્થ કરડ્યા કરે
અર્થ સબડ્યા કરે: શબ્દમાં શબ્દ તો
બાળ નાનો થઈ કાલું બબડ્યા કરે.
બાણશૈયા પરે શબ્દ તો ભીષ્મ છે
શબ્દ રાધા અને શબ્દ તો કૃષ્ણ છે
શબ્દ ઈશુ અને શબ્દ તો બુદ્ધ છે
શબ્દ ઉત્તર અને શબ્દ તો પ્રશ્ન છે.

ગઝલ ☐ સુરેન ઠાકર 'મેહુલ'

એક રણમાંથી વહ્યાનું દુઃખ છે,
લાગણી રઝળી પડયાનું દુઃખ છે.
હાડ હેમાળે ગળ્યાનું દુઃખ નથી
પણ તમે ના પીગળ્યાનું દુઃખ છે.
વલ્કલે ઢાંકી સતીની આબરુ
સભ્યતા રઝળી પડયાનું દુઃખ છે.
હાથ ફેલાવી લીધાં ઓવારણાં
ટાચકાને ના ફૂટયાનું દુઃખ છે.
બારણાએ વાત આખી સાંભળી,
ટોડલા ફાટી પડયાનું દુઃખ છે.
રંક આશાઓ, અવસ્થા વાંઝણી
બેઉને ભેગાં મળ્યાનું દુઃખ છે.

## ગામ આવી ગયું ☐ ભગવતીકુમાર શર્મા

લોહીમાં સૂર્ય જેવું ફૂટયું લખલખું-ગામ આવી ગયું;
ભાંગતી રાતે વર્તાયું મોંસૂઝણું-ગામ આવી ગયું.
જે વળાવાને આવી સડક કાળજીભી વળી ખુદ ગઈ;
ને હવે વરસે લીલાશનું ઝાપટું-ગામ આવી ગયું.
મેં કર્યો મુજને હદપાર ચ્હેરાવિહોણી જલદ ભીડથી;
ઓળખે છે અહીં પાંદડેપાંદડું-ગામ આવી ગયું.
નંદવાયા નિયૉનની મણિ નાગના શિર ઉપર જે હતા;
આગિયાઓનું ટમટમતું તારોડિયું-ગામ આવી ગયું.
એરિયલથી ઢળી કાગડો હોર્નમાં ગૂંગળાઈ મર્યો;
બાના કંઠેથી છલકાયું પરભાતિયું-ગામ આવી ગયું.
વૉશબેઝિનથી 'અત્ર લુપ્તા નદી'ની કથા ગઇ વહી;
ભાઠું રેતીનું ટેટી વડે ગળચટું-ગામ આવી ગયું.
ઘાસમાં, ચાસમાં ખાઈ લઉં એક-બે લીલાં ગોઠીમડાં;
બાળપણનું થશે ભીનું બાળોતિયું-ગામ આવી ગયું.

## યાદ ☐ પન્ના નાયક

બંધ ઘરમાં
ક્યાંકથી ભૂલી પડેલી
હવાનું
ચુપચાપ દાખલ થઈ
પુસ્તકોનાં પાનામાં ફરફર્યા કરવું....
એ ફરફરાટને
દાબવાની કોશિશમાં
હું પુસ્તકો બંધ કર્યે ગઈ....
પુસ્તકો બંધ ...
પુસ્તકો....

+ ખૂંચે છે □ સુરેશ દલાલ

કોઈ તૂટેલા દર્પણ જેવું વેરણછેરણ વ્હાલ: હવે તો ખૂંચે છે!
કોયલના ટહુકાએ કેવી દીધી બિછાવી જાળ, મને તો ખૂંચે છે!

હળ્યામળ્યા આ જીવ આમ પણ ઝીણી ઝીણી તિરાડો,
સૂક્કીસૂક્કી નદીની પાસે સૂનમૂન ઊભા પહાડો.

ગુલમ્હોરી આ ગીત: ને ભીતર તરડાયો છે તાલ: હવે તો ખૂંચે છે!
કોઈ તૂટેલા દર્પણ જેવું વેરણછેરણ વ્હાલ! હવે તો ખૂંચે છે!

આ સહેજ સ્મિત: ત્યાં આસપાસ, રે ટોળે વળતાં આંસુ;
સૂરજમુખી પણ સૂરજ સામે હવે જુએ છે ત્રાંસુ.

કાળુંકાળું વણસીકણસી ઊડયા કરે ગુલાલ! હવે તો ખૂંચે છે!
કોઈ તૂટેલા દર્પણ જેવું વેરણછેરણ વ્હાલ મને તો ખૂંચે છે!

બે ગઝલ ☐ મનોજ ખંડેરિયા

(૧)

એક એવી સ્પર્શી ગઈ લ્હેરી મને
જે કરી ગઈ સાવ સોનેરી મને

કૈંક લોકો જાય મારી આરપાર
એક જૂની વીંધી ગઈ શેરી મને

સાવ હળવો થઈ ગયો છું વસ્ત્ર શો
તું ફરી શકશે હવે પ્હેરી મને

મ્હેક જેવો થઈ જઉં તો ના નહીં
ફૂલના રંગો ઊભા ઘેરી મને

શબ્દની ફૂંક્યા કરું છું હું ચલમ
લોક સહુ માને છે ગંજેરી મને

(૨)

ક્યાંથી પુદ્ગલ એનું હું બાંધું જરા
મીણના માણસની ઓગળતી કથા

એ હવે ક્યાંથી છૂટે આખર સુધી
આ દીવાલો ઘરની થઈ ગઈ છે ત્વચા

હું સમયની આ નદીનું મૂળ છું
એમ તારે હાથ આવું શે ભલા

એ વખત જાતાં કમળ થઈને ઊગ્યાં–
જે કદી પ્રતિબિંબ ડહોળાઈ ગયાં

શબ્દનું તાવીજ કંઠે બાંધીને–
વશ કરી લીધો મને તેં વિશ્વમાં.

? ☐ ગુણવંત શાહ

બંધ દરવાજો ખોલું છું:
તો પણ
દરવાજો તો બંધ તે બંધ!
કોલબેલ મીંઢો છે
અને
પવનની આલબેલથી
ફલાવરવૉઝનાં ફૂલોના
કાન મીંચાઈ ગયા છે.
પડછાયો ફૂટે છે મારી પ્રત્યક પળને
ને હું
પડછાયાના ઘરમાં
પ્રેત થઈને ફર્યા કરું છું
પૂછ્યા કરું છું: થીજેલાં જળને
કે
તમે કેમ વહેતાં નથી?

## સોડમિયા મોતનું ગીત ☐ ભાનુપ્રસાદ પંડયા

મુખથકી અધચાવ્યાં સરી પડે દુર્વાંકુર
એવાં સૌ જંગલનાં જોગવીએ સુખ,
આયખું આ ફાળભરી દોડ અને પછવાડે
તીણા થઇ ન્હોર કોઇ પડી હોય ભૂખ

આમ અહીં ખીલે છે કોમળતા હાંફળીએ
રોજરોજ રૂંવે રૂંવે જળ ને જમીનનાં,
અંગ અંગ ઓઢી લ્યો રેશમની જેમ એવા
છાંયડા ઝૂલે રે કાંઇ બપ્પોરી દિનના.
સામે દેખાય કોક તરફડતી જિંદગી ને
આભ ઊંચી વનરાજિ ખોલે નેં મુખ !

અમ્મારો વાંક ભાઇ, એટલો કે નાભિમાં
ઊછરવા દઇએ કો અણજાણી ગંધ,
સૂરની સુરા જો કોઇ પાય હિયે વાંસળીક
થઇ જાયે ચકચૂરી લોચનિયાં બંધ,
વિનવીએ વાલમને વાવશો મા કાયામાં
કોઇની આ સોડમિયા મોત કેરાં દુઃખ !

અદીઠ ભાવિ ☐ અતીશ બંદોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી કવિતા)

ધૂળથી ભરેલી અભરાઇ, નિશાનીઓથી ખરડાયેલાં પુસ્તકો
પીળી પડી ગયેલી ફાઇલ કોપી, વિવેચકોની નજર
કવિતાનું શીર્ણવિશીર્ણ શબ,
આ ઓરડામાં હું કોઇક કોઇક વાર
પ્રદર્શક બનીને ફોટો ખેંચવા આવું છું.
કેટલાય દિવસથી કવિતા વાંચી નથી
કેટલાય દિવસથી કવિતા લખી નથી
ભવાં સંકોચી ચશ્મા કાઢી કંઇ કેટલાય દિવસથી શબ્દની પ્રતીક્ષામાં
હું હવે એકલો રહેતો નથી.
તો યે ચાંદની રહે છે ખખડધજ ઘરને ભરી દેતી આગિયાની જેમ
નદીને માથે ચંદ્ર ઝૂકી રહે છે,
વેર વિખેર વાદળાં આકૃતિ બનીને આકાશને ઉજાળે છે.

ભાંગેલો કિનારો, ભાંગેલી નદી, પરંપરિત શબ્દ પણ ભાંગી જાય છે.
ગાઢા અરણ્યમાંથી ઊડી આવતી હવા જેવું આડુંતેડું મારું ભાવિ,
મારા જ ભાવિમાં જાણે વધે છે કવિતાનું સ્વસ્થ દેવદારુ.

☐ પન્ના નાયક

તારું આવવું—
મારી અધૂરી રચનાઓના
આડાઅવળા
અટવાતા
વેરવિખેર શબ્દોનું
અચાનક ગોઠવાઈને
અર્થસભર
કવિતા બની જવું...

(વિ) ચિત્ર □ નીતા રામૈયા

આમ તો ખિસ્સાના પોલાણમાં
તળિયે બેસીને હવા ડૂસકું ભર્યાં કરતી.
સૂરજ આથમી જતો
અને સ્વપ્નનાં શબને ઢબૂરીને
પોતે સૂઇ જતો
અને છતાંય રોજ સવારે
એની આંખ સામે સોનાનો સૂરજ દોરાઇ જતો
નદી ને સૂરજ સાથે એનો એવો તો નાતો કે
એના આવ્યા પછી જ
નદીના પાણીમાં
સૂરજ પોતાનું પહેલું કિરણ તરવા મોકલતો.
પંખીઓથી ઝૂલતી ડાળે
એની આંખો ઝૂલતી
રાત પડયે
પોટલું લીમડાની ડાળીએ લટકાવી
પાંગતેથી પછેડી ખેંચી
લીંબુડીનાં ફૂલની ફોરમના
ઓશીકા- ઉપર માથું રાખી
એ સૂઇ જતો

☐ રમેશ પાનશે ☐ જયા મહેતા
( મરાઠી કવિતા )

સૂર્યનું પ્રખર તેજ અંગેઅંગમાં સીંચીને
સૂર્યનો જ સામનો કરવાનું વ્રત મેં લીધું છે.
તારું શાશ્વત સૌંદર્ય મારી ઉપર ઉડાડીને
તેમાં સહભાગી થવાનો અપરાધ તું ન કર.
દાઝી જશે તારી વિવાદ વગરની નીતિ
અંધકારનું શેષ રહેલું સત્ય શોધવાને જ
અવિવેકી માર્ગે જતાં કિરણોના કરવતી દાંત
(એક એક હાથે કાપી છે જેણે એક એક રાત)
સહન કરવાનું સામર્થ્ય હોડમાં મૂકીશ નહીં
કપાઈ જશે તારા ભ્રમભર્યા સંબંધો.
તેજ સાથે કરેલા સર્વવ્યાપક સંભોગ અનુભવતાં
શરીરની સાથે જ ગળી પડતું હોય છે આપણું સાંકળદંડી સ્વાતંત્ર્ય.
આ મહાન સાક્ષાત્કારની લગની લગાડીશ નહીં
કરમાઇ જશે તારું સંકલ્પિત સર્વસ્વનું ભાન
અને આધાર આપશે નહીં તને દિવસ અને રાત.

ક્યાં હશે ? ☐ વિપિન પરીખ

સુખ, નદીના આ તટ ઉપર
બેસી રહી
જળને વહી જતું જોવામાં ?
કે
ધસમસતા જળમાં આંખ મીંચીને ડૂબકી મારવામાં ?
કે
જળના પ્રવાહ ઉપર ફૂલ થઇને વહી જવામાં ?
કે પછી
સુખ હશે નદીના સામેના તટ ઉપર ?



સર્વશ્રી વાડીલાલ ડગલી, ઉમાશંકર જોશી, ગૌરીપ્રસાદ ઝાલા, ચુનીલાલ ચુસીસના દુહી તથા મનસુખલાલ ઝવેરી



ઉત્પલ ભાયાણી



યોગેશ જોશી



જશવંતી દવે

ખય્યામની રૂબાઈ છું – છું મીરની ગઝલ,
જુદી ભાતું તો બેવાડી ખમારની ગઝલ.

મંઝિલ સિવાય કંઈ યે સૂઝતું નથી હવે,
હું છું કોઈ દીવાના રાહગીરની ગઝલ.

આખ્ખું ય આયખું અહીં વિતાવવું પડે,
ને જીવન જીવ્યાંઈ સાચા તીરની ગઝલ.

કોઈ સાંભળે ન સાંભળે તો શું થઈ ગયું ?
હું થઈ ગયો છું ગેબના ફકીરની ગઝલ..

અરેરા ભલેને રોજ પહેરવા પડે નવા
ભીતરમાં રહ્યું કોક છે +બીરની ગઝલ.

સાહિલ' ઘડી કે બે ઘડી આ ખોળિયું હવે,
જડતાનો શો'ર બોલે છે શરીરની ગઝલ'

સાહિલ

## THE END □ Amita Modi

*In the spring of an early morning,
When the light was playing games
With the shades of darkness,
The cool sparkling breeze
From a slightly parted window
Gently dusted the carpet of mind
Raising the particles of thoughts.*

* * *

*I have often wondered:
Why everything I see and experience,
Even distant places I visit,
Appear so familiar?
I seem to be living tomorrows today.
Time seems to have fallen out of step.
As if I have a chance to preview the future
Before living it!
It is like travelling on a train of time
And visiting different compartments at will.
As if the bondage of time has slipped away
And the past has merged with the future.
In the universe without time,
There is existence without effort.*

* * *

*Have I been using a ruler to measure me,
And me to scale Him,
Forgetting that He is the standard?
I must be measured by His scale.
But then,
How can I measure infinity by infinity?*

* * *

*I have persistently questioned:
Why the music of my mind
Fails to give expression
To the music of my soul?
Why the expression of thought
Fails to project the bubbling reality
Of my inner being?*

*The difference appears to be fundamental.*
*I am trying to reach the sky with a ladder,*
*Just as pharaohs attempted to reach their heavens*
*With the pyramids.*
*The violin and poetry*
*Are merely incomplete instruments*
*Struggling to express the harmony of the complete.*

° ° °

*By tuning the life process ever so carefully,*
*By focussing the entire me,*
*I have concluded that*
*These distorted disfigured images,*
*In writings and music,*
*Are not real me.*
*The mind can hear only the echoes*
*And not the source,*
*For the source is beyond senses,*
*Beyond expression.*

° ° °

*I must still myself.*
*These poems and music interrupt*
*The continuous dialogue in progress,*
*Between a self and the self.*
*There is no need to start a fresh conversation,*
*Establish a new link.*
*I must try to decipher hieroglyphs of life*
*And the music of existence,*
*Which are already there.*
*Creating more ripples will only confuse the environment,*
*For the harmony of one is often more distant*
*Than the harmony of many.*

° ° °

*I would be satisfied with an incomplete*
*If it kept me,*
*At least,*
*In the shadow of the real.*
*Just as a baby out of the womb is satisfied*
*In the mother's lap.*
*But the instruments of senses*

*Are turning me away*
*From the real.*
*And the unreal has a tendency*
*To create its own world.*
*I see myself imprisoned*
*In layers of dreams.*
*A mirror image cannot be illuminated*
*By shining lights.*
*Shooting stars seldom reach their destination,*
*They normally disintegrate on the way.*
*I have realized that*
*Experience cannot be expressed.*
*Incomplete instruments leave behind*
*Only stale efforts.*
*When the moment of creation is turned into a process,*
*My inside does not wish to be expressed.*

° ° °

*Journey to the eternal must be travelled alone,*
*For any company of attributes will only cloud the vision.*
*The sun does not need my candle*
*To illuminate it.*
*It is revealed by its own light.*
*The tools,*
*Though apparently useful,*
*Are unnecessary vehicles of faked understanding.*
*For in the end,*
*When I am reduced to my core and the shell,*
*I will be left with the task of*
*Conquering the tools of conquests.*
*I prefer to discard them*
*Before they are coloured with my attachment.*

° ° °

*So Uncle,*
*Do not be disappointed in me.*
*Experience is more fundamental than expression.*
*Silence is better than distortion.*
*This is no defeat,*
*Just an honest understanding.*

° ° °

अर्पिता

જીવન નિષ્ફળતાઓથી ભર્યું છે,
સફળતા જ્યારે પણ નજીક આવી,
દૂર ઠેલી છે એને મારા માર્ગથી!
તો શું એ મૂર્ખતા હતી?
નહીં જ!
સફળતા અને નિષ્ફળતાની
ભિન્ન છે વ્યાખ્યા મારી!
ઇતિહાસને પૂછો,
વર્ષો પૂર્વે શું વડોપ્રધાન પણ
ન બની શકયો હોત?
પરન્તુ
ક્રાન્તિની શોધમાં
કંઇ ન્યારો જ માર્ગ
માન્ય હતો મને!
ચાહતો હતો
માર્ગ–ત્યાગનો, સેવાનો, નિર્માણનો,
માર્ગ–સંઘર્ષનો, સંપૂર્ણ ક્રાન્તિનો!
જગ જેને નિષ્ફળતા કહે છે
હતી એ તો શોધ મંજિલોની!
મંજિલો પણ અગણિત છે
જવાનું પણ ખૂબ દૂર છે!
નથી ક્યાંય રોકાવાનું!
ભલે માર્ગ હોય કેટલોય મુશ્કેલ!
નથી કોઇ નિજી કામનાઓ મને
બધું સમર્પિત છે દેવને!
હું મારી નિષ્ફળતાઓથી તૃપ્ત છું!
અને આ નિષ્ફળ જીવન
જો કદી સમાનધર્મા પ્રિય યુવાનોના
કંટકમય માર્ગને
કંઇ થોડો પણ સુગમ બનાવે
તો પામશે શતશત ધન્યતા!

રાજકુમારની વાર્તાના સાતમા ખંડ જેવું
બંધ મુઠ્ઠીનું રહસ્ય....

બારાખડી ઘૂટીઘૂંટીને ય
अ થી ज्ञ સુધી જ પહોંચાય

ઊંટ ગાંગર્યા કરે
એટલાથી રણ પાર થાય નહીં, ને
પગ તો રેતીમાં જ ખૂંપ્યા કરે.

નજર ક્ષિતિજ પર ટકરાઈને પાછી ફરે
પોપચાં નીચે ઢંકાઈ જાય
પોતામાં જ પુરાઈ જાય

કાગડો કાળો કેમ છે, અને
બગલો ધોળો કમ છે–
એનો કશો ઉત્તર મળે નહીં

ખુલ જા સીસમ
ને ભોગળો ઊઘડી જાય
એવું પણ કશું બને નહીં

પાંખડીઓ ઢળી જાય તો યે
સુવાસનું પગેરું જડે નહીં

બંધ મુઠ્ઠીનું રહસ્ય
રાજકુમારની વાર્તાના સાતમા ખંડ જેવું
ને
ખુલ્લી હથેળીઓની રેખાઓ
ઉકેલવાનો અર્થ........?

જુઓ પથારીઓની વચ્ચે
ખોડાઇ ગયેલા લાગતા કલાકોને અને થંભો
માનવજાત હજી પીડાય છે તે બતાવતી
એક ચીસ સમયને ચીરીને ચિત્કારી ઊઠે ત્યાં સુધી.

બરાબર જુઓ પેલાં ઊંચાં ને વેરવિખેર ફૂલોને,
દેખાવમાં તો એ કેટલાં ભડ!
તાવલી આંખો સમયની આરપાર તાકે છે.
અને પાંખડીઓ નાજુક પગલીએ ખરે છે

એક વિશ્વ જ્યાં શાંતિની કોઇ સત્તા નથી
એક અધૂકડી અધકચરી પકડ સિવાય.
ઢીલાઢફ હાથ બનૂસ પર જોડાય છે,
મન અને શરીરની ગાંઠ હળવે હળવે ઢીલી થાય છે.

જો કે મોત વિષે એકેય હરફ ઉચ્ચારાતો નથી
છતાંય તે અહીં વધુ પ્રત્યક્ષ છે ને વધુ અનુભવાય છે–
ચહેરા પર કે આંસુમાં—
એની ગેરહાજરીથી જ હાજરાહજૂર.

પરાણે દાબેલી ચીસો, પાડેલા પડઘાઓ,
ખરતાં પહેલાં ખસિયાણાં પડેલાં ફૂલો—
જે કૈં પામર છે અને પીડાય છે એની સાથે
આખુંયે વિશ્વ અહીં સમથળ કરી મુકાયું છે.

તત્ત્વનાં ટૂંપણાંઓ રપુચક્કર થઈ જાય છે,
ભારેખમ શબ્દો ઢળી પડે છે,શ્રદ્ધાની જેમ–પ્રેમની જેમ.
માનવની નાડ ધબક્ ધબક્ ચાલે છે
એ જ અહીં તો પૂરતું આશ્વાસન.

માત્ર એ જ તરંગી અહીં વાગોળે છે એ સ્મૃતિને
કે જ્યારે પોતે નરવો હતો ત્યારે કેવું લાગતું...કેવું લાગતું!
ઓશીકા નીચે પોતાની ઓછપને તે રડે છે
પણ કહી નથી શકાતું, કૈં કહી નથી શકાતું.

હૉસ્પિટલ શૃંખલા VI

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'–૫૮ ની સ્વતંત્ર રચનાઓમાં બે - ત્રણ વાચન પછી આટલી કવિતાઓ મને સવિશેષ આસ્વાદ્ય લાગી : (૧) **રમત** (સરૂપ ધ્રુવ), (૨) **મોન્ટા - કૉલાજ** (જગદીશ જોષી), (૩) **મેદાન સીમિત** (ભાનુપ્રસાદ પંડયા), (૪) **મન! હવે ચાલો** (સુરેશ દલાલ) (૫) **અવળું સવળું ગીત** (લાલજી કાનપરિયા) (૬) **મારે ઉંબરે** (ભગવતીકુમાર શર્મા.)

આમાંથી તંત્રીની કવિતાને ગણવાની નથી, છતાં ફાટેલા નકશા જેવા મનના ચહેરાને એક પછી બીજા ચાલ્યા કરતા વેશમાંથી વાળીને વેદના ને આનંદની આરપાર દોરી જવાના પ્રયત્નની સ્વસ્થ વિરકત ગતિ એમાં બરાબર અભિવ્યકત થઈ છે–adequate expression પામી છે એટલું કહેવાની રજા આપશો.

'મેદાન સીમિત'માં છંદના અખંડ લયની પ્રવાહિતા શબ્દચયનની મદદથી જે વેગીલું ભાવચિત્ર રચવા જાય છે તેમાં સાતમા - આઠમી પંકિતઓના છંદોભંગ વિક્ષેપ કરીને કાવ્યરૂપને કંઈક ખંડિત કરે છે. જો કે તેમ છતાં કાવ્ય ઘણું સુંદર છે; પહેલી પાંચ પંકિતઓ અને ખાસ તો આ બે :

**સૂડાનું ટોળું થૈ કલબલી રહે, દેવ ચકલી**
**સમા એ સુરંગી હળુ હળુ ફરે આંગણ મહીં!**

ચિત્રાત્મક છે. છેલ્લી બે પંકિતઓ આખા કાવ્યનાં ઉલ્લાસ - ઉત્સાહને સરસ રીતે એક સૂત્ર કરી દઈ કાવ્યાર્થ સિદ્ધ કરે છે.

'અવળું સવળું ગીત' કડીઓ ગૂંથતાં ગૂંથતાં અચાનક જ છેલ્લી કડીને આરંભ સાથે જોડી દઈને કાવ્યનું ચક્રાકાર રૂપ સિદ્ધ કરે છે. એ ગૂંથણીમાં ગામડિયા પટેલનું ભોળપણ, પરીકથાની રોમાંચકતા અને દરિયાનાં પ્રચંડ ઘૂઘવાટીને જ સરળતાથી જોડી દઈને સમગ્રતા સાધી છે તે આકર્ષક છે. આ લીટી બહુ ગમી :

**ગામનો પટેલ રડયો ભેંકડો તાણીને, એના ભેંકડામાં કાણું ધબ્બ ખેતર!**

ગઝલ-ગીત 'મારે ઉંબરે'નો રંગ ઘૂંટાઈ ઘૂંટાઈને ઘેરો બને છે. લંબાતા લયની કડીઓ ...'મારે ઉંબરે'ની કાફિયાને કારણ ગઝલનું રૂપ પણ લે છે, અને કડીએ કડીએ ઘૂંટાતો ભાવ પણ મુખડું અને અંતરાવાળા ગીતનું રૂપ રચે છે. "જૂની તે વાવની ભીંતે ..."થી શરૂ થતી કાવ્યની છેલ્લી ચાર પંકિતઓ વેધક બની રહે છે.

'મોન્ટા–કૉલાજ'નો કસબ ખરેખર આકર્ષક છે. કવિનો આંખનો કેમેરો છૂટા છૂટા (પણ એ જ વિષયનાં) ચિત્રોનું કૉલાજ-વર્તુળ રચતો જઈ પછી વચ્ચે અંધકારને ગોઠવી

તેમાં ડૂબકી મારીને આદ્યા પ્રકૃતિની સહજ રસિકતાના રોમાંચના તળિયાને સ્પર્શે છે, અને એ આદ્યા પ્રકૃતિનો રોમાંચ જ જાણે કે પેલાં વેરવિખેર ચિત્રોને એકસૂત્રતા અને કવિના ઉદ્યમને સાર્થકતા અર્પે છે. ઘણી બધી પંક્તિઓ મનમાં રમી જાય તેવી છે. **"વચ્ચે બરફના ટુકડા જેવું ખખડતું ટાઢુંબોળ હાસ્ય," "કોઈની આત્મીયતાની ક્ષણોના સાક્ષી થઈ / માનસિક રીતે પણ કોઈને ખલેલ પહોંચાડી શકાય?" નાસીપાસ થયેલું દૂરબીન હતાશાના પટ્ટા પર ઝૂલ્યા કર્યું," દષ્ટિ વગરના દૂરબીનને જાણે મોતિયો નડ્યો," અને" "કુદરતની કારવાહીમાંથી ..."** થી માંડીને બાકીનો કાવ્યાંશ. (**આફ્રેલ ગાફેલ**" શબ્દના કવિકર્મ પર આફરીન છું.)

પણ રેતીમાં મોતી–ક્યારેક તો ખૂબ ઊંડે સુધી–સંતાડવાની રમત સૌથી આકર્ષક રીતે સિદ્ધ થઈ છે 'રમત'માં. મંગળફેરા-ગોત્રજનાં પેપરવેઈટ કે ગાંધીજીના આદેશ કે રેઈનકોટના ખડકોની અંદરથી હસતીરમતી બહાર છટકી જતી માછલીની આ આખી ય રમત અપૂર્વ કલ્પનોની ન ભુલાય એવી ગૂંથણી રજૂ કરે છે. વૃષભાવતાર કે ગાંધીજી (કે બાઈબલ)થી માંડીને રેઈનકોટ, બિલાડી, માછલી પકડવાનો ગલ, ચન્દ્રવિલાસની જલેબી કેડ્બરીઝ ફાઈવ-સ્ટાર, રકતભીનું વસ્ત્ર અને હુતુતુની રમત–કલ્પનોનો આ વ્યાપ કાવ્યાર્થની વિષયભૂત અનુભૂતિની પણ એવો જ વ્યાપકતાનો નિર્દેશ કરે છે. ક્યાંક બુદ્ધિથી ય ન પામી શકાય એવો, અવર્ણનીય, ભાવસંકુલ કાવ્યાર્થ ઉપમા-ઉત્પ્રેક્ષા જેવા અલંકારો દ્વારા ક્યાંય સપાટી પર સ્ફુટ થયા વિના કેવળ કલ્પનોની જ ઓથે સંતાઈને સંક્રમણ પામતો પામતો એમાંની fresh imagesને કારણે અનુભૂતિનું જે રૂપ સિદ્ધ કરે છે તે ચિત્તને ઘણે ઊંડે સુધી સ્પર્શી જાય તેવું છે. કાવ્યના રૂપની અખંડતા એવી સિદ્ધ થઈ છે કે એમાંથી કોઈ પંક્તિને જુદી તારવવી મુશ્કેલ જણાય છે.

'રમત' આ અંકનું તો શ્રેષ્ઠ કાવ્ય છે જ, સરૂપ ધ્રુવનાં પણ ઉત્તમોત્તમ કાવ્યો-માંનું એ એક બની રહેશે એમ લાગે છે.

કુશળ હશો.

રાજેન્દ્ર નાણાવટી

**'કવિતા–૫૮' નું મુખપૃષ્ઠ શ્રી દિનેશ દલાલનું હતું.**

મૃત માતાને ☐ બરકત વીરાણી

મા! મેં તારી એક પણ કવિતા નથી લખી.
કહે છે કે કવિ જન્મે છે–
તો તેં જ તો મને જન્મ આપ્યો છે.
પણ ત્યારે તને જાણ નહીં હોય કે હું કવિ થઇશ.
તારે તો મને માનવી બનાવવો હતો–
એક સુખી માનવી, હસતો માનવી.
અને એ માટે તેં કેટલાં દુઃખ સહ્યાં? કેટલાં અશ્રુઓ સાર્યાં?
ત્યારે તેં કશા બદલાની આશા નહોતી રાખી.
અને હું તને બદલો પણ શો આપું?
બદલો આપવા જેવું મારી પાસે છે પણ શું?
કદાચ ઇશ્વર પાસે પણ કશું નથી.
હા, ઇશ્વર પાસે તને આપવા માટે એક વસ્તુ છે–
તારા આત્માની શાંતિ.
ઇશ્વરે તને સ્ત્રી ઘડી હતી.
અને ઈશ્વરને જે પ્રાણ અતિશય પ્યારો હોય છે,
એને જ એ સ્ત્રીનું રૂપ આપે છે.
તું ઇશ્વરને અતિશય પ્યારી હતી એટલે એણે તને સ્ત્રીનો જન્મ આપ્યો
તું ઇશ્વરને અતિશય પ્યારી હતી એટલે જ એણે તને મૃત્યુ પણ આપ્યું
મને આશ્વાસન આપનારા પણ એમ જ કહેતાં હતાં–
તું અલ્લાહને પ્યારી થઇ ગઇ,
અલ્લાહે તને પોતાની પાસે બોલાવી લીધી.
પણ સ્ત્રી મરે છે, માતા નથી મરતી;
તું જીવે છે, જીવતી હતી એમ જ.
અને તું જીવતી હોવા છતાં હું તને મરેલી માનું?
અરે, જેણે મારાં હાલરડાં ગાયાં એનાં હું મરશિયા ગાઉં?
છતાં યે ગાઉં—
પણ જે જન્મ આપે, એ મરી જ કેમ શકે?
હું કવિ થયો છું એટલે જાણું છું–

કવિ કવિતાની નીચે પોતાનું નામ લખે છે,
ચિત્રકાર કલાકૃતિ નીચે પોતાનું નામ લખે છે;
પણ ઇશ્વર?
ઇશ્વર જેવો કોઇ મહાન કલાકાર નથી–
એ માનવીને સર્જે છે, પણ માનવીની નીચે
પોતાનું નામ નથી લખતો.
અને લખે છે, ત્યારે એ માતાનું નામ લખે છે.
પણ માતા ય ઇશ્વરની મહાનતાનું પ્રતીક છે–
એ બાળકને એના પિતાનું નામ આપી દે છે.
માતા ઉદરમાં નવ મહિના એના બાળકનો ભાર વેઠે છે.
માત્ર એ નવ મહિનાનો બદલો આપવા ઇચ્છું,
તો ય મારાં નેવું વરસ પણ કંઇ
વિસાતમાં નથી,
છતાં મને શ્રદ્ધા છે– તારાં એકસો દસ વરસની
ઉંમરે પણ તેં અંતરમાં મારાં નેવું વરસનો ય
ભાર વેઠ્યો હોત.
પણ હું નેવું વરસનો નથી,
તું એકસો દસ વરસની નથી;
તારા અને મારા સંબંધ વચ્ચે સમયનું અસ્તિત્વ નથી
—અસ્તિત્વ છે માત્ર તારું, અને તારે લીધે
મારું; અને એ પણ માતા અને બાળક જેવું.
માતા કદી મરતી નથી.
અને બાળક કદી મોટો થતો નથી.
મા! હજી હું કવિતા લખી શકું એટલો મોટો થયો નથી;
હજી હું પારણે પોઢેલો તારો પુત્ર છું.
અને હું પારણામાં પોઢીને તારે માટે કવિતા લખું,
એને બદલે પારણાની દોરી ખેંચીને તું જ
મારે માટે હાલરડું ગા—
ઇશ્વર તારા આત્માને શાંતિ આપશે,
તારું હાલરડું મારા આત્માને શાંતિ આપશે.

સમાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

## કાવ્ય તથા કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક શ્રેણી

લોહીને કિનારે ઊગેલ વડ: કવિ: સુધીર દેસાઈ, આ. ૧, ૧૯૭૪; પૃ. ૧૧૬+૮ મૂલ્ય રૂ. ૧૦, ડિલક્સ રૂ. ૧૫; પ્રકાશક: કવિ પોતે: પ્રાપ્તિ સ્થાન: રિના પૅકેજિંગ ઈન્ડસ્ટ્રીઝ, ૬૮, એવરગ્રીન ઈન્ડસ્ટ્રિઅલ એસ્ટેટ, મહાલક્ષ્મી, મુંબઈ-૪.

આપણા નવકવિઓમાં સુધીર દેસાઈનું નામ જાણીતું છે. 'આકાંક્ષા' પછીનો આ બીજો કાવ્યસંગ્રહ શબ્દાર્થના અને તાર્કિકતાના લગભગ બધા અનુબન્ધોને તોડીને અનુભૂતિનીયે અનુભૂતિની માર્મિક ક્ષણોને સાકાર કરવા મથે છે. વાસ્તવનાયે વાસ્તવનું એમને નિરૂપણ કરવું છે પણ એમ કરવા છતાં એમનું કાવ્ય કોઈ આ કે તે વાદના રીતિજડત્વમાં બહુધા ખૂંપી જતું નથી.

કવિ પોતાના કવિધર્મથી સભાન છે. પરંતુ એમનું કવિકર્મ સાહજિકતાને આરે ઊભું રહીને જ નિજને પ્રકટ કરે છે. અલબત્ત, એમાં કાર્યકારણની કડીબદ્ધ શૃંખલા નહીં મળે; પરંતુ ઘણી યે વાર એમાં ઊંડે ઊંડે વહેતો અંતર-ચેતનાનો પ્રવાહ સપાટી પરની વિશૃંખલતાનો તાગ મેળવી આપવામાં સહાયભૂત પણ થાય છે. તો કોઈ કોઈ વાર કેટલાંક ઈન્દ્રિયગ્રાહ્ય આલેખનો અમૂર્તને મૂર્ત કરી આપી ભાવકને અનુભૂતિની માત્ર સ્મરણીય છૂટક ક્ષણો અર્પીને જ સંતુષ્ટ થાય છે. પરિણામે દુર્બોધતાની કે દુરાકૃષ્ટતાની પરિસ્થિતિ આ ૬૨ કાવ્યોમાં સર્વાંશે નથી જ મળતી એવુંયે નથી! સુધીરના કાવ્યનો ઉત્તમાંશ તો છે 'સ્વ' ના અનુભૂતિ પદાર્થને 'સર્વ' માં પરિણામવાની શક્તિ. એનો અહીં સુપેરે પરિચય આપણને થયા વિના રહેતો નથી.

કવિની શબ્દાર્થ લય સાધના દ્વારા જ એ અહીં સિદ્ધ થયું છે. - અછાંદસની જેમ એમની કેટલીક ગેય રચનાઓમાં પણ! કવિને પોતાનું માધ્યમ મળી ગયું છે—એની ગતિવિધિ એમની પાસેથી હજીયે વધારે સંતર્પક કાવ્ય સર્જાવશે એવી શ્રદ્ધા પ્રેરી રહે છે. [નોંધ: પ્રકાશ મહેતા અને રાધેશ્યામ શર્માએ કરાવેલા બે કાવ્યોના આસ્વાદ સુધીરની કાવ્યનિર્મિતિને સમજવા માટે ઉપકારક થાય એવા છે.)

* * *

સૂર્યના ગોળાને ભેદવા જતાં હું પોતે જ બળીને રાખ થઈ ગયો તો તો પછી આ જગત વિષે બહુ ઓછી આશા રહેશે: કવિ: નાગરાજ. આ. ૧, ૧૯૭૬, પૃ. ૧૦૦; મૂલ્ય રૂ. ૩૦, સાહિત્ય સંગમ, સુરત - ૧.

'એક મુફલિસ કવિના કાવ્યસંગ્રહ' તરીકે ઓળખવામાં આવેલો આ ગ્રંથ એના રૂપરંગ આકાર છપાઈ અને ખાસ કરીને એના કદની દૃષ્ટિએ અપ્રતિમ છે. એને નીચે જમીન ઉપર કે સગવડ હોય તો ડાઈનિંગ ટેબલ પર પાથરીને જ વાંચી શકાય. પોણા–બે ફૂટ લાંબો અને લગભગ સવા ફૂટ પહોળો, જાડા આર્ટપેપર પર મોટા અક્ષરે છપાયેલો, પાને પાને કવિતા કરતાં ચાર ગણી ખાલી જગ્યા વાળો અને મજબૂત પૂંઠા-વાળો આ ગ્રંથ ખાસ્સો વજનદાર પણ છે.

અહીં સંગ્રહવામાં આવેલાં ૬૬ કાવ્યોમાં કવિએ જીવનનાં વિવિધ પાસાંને વાસ્તવિકતાની અને ક્યારેક તરંગિતતાની ભૂમિકાએથી પણ આલેખ્યાં છે. પ્રેમને એણે ઉલ્લાસથી અને આવેગથી તો ક્યારેક તદ્‌જન્ય વિષાદથી પ્રકટ કર્યો છે. વ્યષ્ટિ, સમષ્ટિ, જીવ અને ઈશ્વરને એમણે પોતાની આગવી રીતે જોયાં છે. એની એક ઝાંખી આ સંગ્રહના શીર્ષક રૂપ એમની કાવ્યપંકિતઓમાંથીયે મળી રહે છે. કવિએ મોટે ભાગે અછાં-દસ તો અપવાદરૂપે ગદ્ય રચનાઓ પણ આપી છે. એમાંથી ભાવકને સંતર્પે એવાં કેટલાંક સુંદર કાવ્યો પણ મળ્યાં છે.

કવિની જીવનકથા 'વિષય બહારની વાત' હોવા છતાં માણવા જેવી છે. કવિ ભલે 'મુફલિસ' હોય એમની કાવ્યશકિત એવી નથી! એવા આ કવિનાં કાવ્યોનું પ્રકાશન એટલા તો મોકળે હાથે થયું છે કે એનો આસ્વાદ કરવામાં આ ગ્રંથનું કદ પહેલા પ્રયત્ને તો કાંઈક વ્યવધાનરૂપ બની જાય છે. એ ટાળી શકાયું હોત તો આ કાવ્યોનું આસ્વાદન વધારે સુગમ બન્યું હોત!

* * *

## જેવું જેનું ગજવું એવો એનો ફ્લૅટ □ સુરેશ દલાલ

એક મકાન હતું. મકાનનો રંગ પીળો હતો. માણસના રંગ જેવો જ. મકાનને અને માણસને સ્કવેર-ફીટનો નાતો હતો, માણસને બીજા માણસ સાથે હોય છે એવો જ. એક મકાનને ફ્લૅટ હતા. કોઈક નાના, કોઈક મોટા,-જૂના જમાનામાં રાજાનો કુંવર હોય એવા. બે રૂમ અને કીચનનો ત્રિકોણ હતો, ટૂથબ્રશ જેવી બાલ્કની હતી અને હાથ આંકડા કરીને ટુવાલથી શરીર લૂછી શકો એટલો મોટો બાથરૂમ હતો. બાથરૂમ ભયોભયો, બાથરૂમ જિયોજિયો, જિયો જિયો, ભયો ભયો! ભયો ભયો, જિયો જિયો!

– પછી તો ન પૂછો વાત. રાત ને દિવસ, દિવસ ને રાત લીલાલહેર, ઘેર ઘેર લીલાલહેર. એક ફ્લૅટમાં એક બાબો હતો, એક બેબી હતી. બાબો કોન્વેન્ટમાં જાય, બેબી કોન્વેન્ટમાં જાય. બન્ને જણ 'જેક એન્ડ જિલ, વેન્ટ અપ ધ હિલ'-એવું એવું ગાય કે પૂછો નહીં વાત. 'હિકરી ડિકરી ડોક.' રાત ને દિવસ, દિવસ ને રાત, જોકમજોક. રામાયણનો પાઠ અંગ્રેજીમાં વાંચે અને બોલે 'રામા લિવ્ડ ઇન અ ફૉરેસ્ટ!' મા રાજી થાય, બાપ રાજી થાય. બહુ રાજી રાજી થાય એટલે લિફ્ટમાં આવે ને લિફ્ટમાં જાય. 'જેક એન્ડ જિલ, વેન્ટ અપ ધ હિલ' બાબો બોલે, બેબી બોલે, મમ્મી બોલે, પપ્પા ડોલે.

એક દિવસ તો ગજબ થઈ. અજબ થઈ, ભઈ, ગજબ થઈ. બાબાએ પૂછ્યું : "મમ્મી, જેક અને જિલ હિલ પર કેવી રીતે ગયા? લિફ્ટમાં ગયા, મમ્મી? મમ્મી હિલ પર જવા માટેની લિફ્ટ કેવી હોય?"

મમ્મીએ તરત ઑફિસમાં ફોન કર્યો અને કહ્યું કે આપણો બાબો હોશિયાર છે. કેવા બેફલ કરે એવા કવેશ્ચન્સ પૂછે છે. સ્માર્ટ અને નોટી બોય છે.

પડોશીને ફોન કરીને કહ્યું કે બાબાએ તે કંઇ સવાલ પૂછ્યો છે. પડોશીએ કહ્યું કે હવેનાં છોકરાંની તો વાત જ જવા દો. મારી બેબી શું સરસ રીતે કૃષ્ણ ભગવાનની વાત કરે છે. કહે છે કે કૃષ્ણનો રંગ તો ડાર્ક હતો. એને બટર બહુ ભાવે. ફ્રીજ ખોલ-બંધ કરે અને બટર લઇ લે. બોલથી રમ્યા જ કરે. એક દિવસ બોલ રીવરમાં પડયો તે નાગની વાઇફે પછી બોલને અને લૉર્ડ કૃષ્ણાને બચાવી લીધા. શું સ્માર્ટ જનરેશન છે! જનરેશન ભયો ભયો, જનરેશન જિયો જિયો, જિયો જિયો, ભયો ભયો. ભયો ભયો, જિયો જિયો!

એક એક મકાનમાં હોય છે ફ્લૅટ, જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ-એક મકાનમાં ફ્લેટમફ્લેટ. કોઇને ત્યાં ડૉગ, કોઈને ત્યાં કેટ. બધું જ પાળેલું. બારી પર પડદા પાળીએ. બાલ્કનીમાં, ટેરેસમાં ઝાડ પાળીએ, પાન પાળીએ. ભગવાન પણ પાળેલા. ગોખલામાં પંપાળેલા. ડ્રોઈંગ રૂમનો ખૂણેખૂણો, કેવો ભરેલો, કયાંય ન ઊણો. વૉલ ટુ વૉલ કારપેટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ. એક એક મકાનમાં ફ્લેટમફ્લેટ.

બેડરૂમમાં કોસ્મેટિક્સ, મીરર, નાઇટી, સ્લીપર, સ્લીપિંગ–પિલ્સ, કૉન્ટ્રાસેપ્ટિવ્ઝ, પ્લેબોય, પેઇન્ટિંગ, મ્યુઝિક, ઝીંકાઝીંક, લમણાઝીંક માથાઝીંક. આર્ગ્યુમેન્ટસ, ચામસામા માંડ્યા કૅમ્પસ, અમે ડ્રોઈંગરૂમમાં હસીએ, અમે બેડરૂમમાં ભસીએ. પાળેલો ડૉગ, પાળેલી કેટ; એક એક મકાનમાં ફ્લેટમફ્લેટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ. પીસ એન્ડ ઘેટ, ઘેટ એન્ડ પીસ, ફીસમફીસ, ભીંસમભીંસ, પીસ એન્ડ ઘેટ. લેફ્ટ, રાઇટ, રાઈટ, લેફ્ટ.

લંચ, ડિનર, પાર્ટી, રિસેપ્શન્સ. પિકનિક, ફિલ્મ્સ, ડ્રામા,–રામા લિંન્ડ ઇન એ ફૉરેસ્ટ.

કોઈકને ત્યાં જવું હોય તો પૂછીને જવાનું, શોકસભામાં જવું હોય તો આંખ લૂછીને જવાનું, બધું જ ક્રમ પ્રમાણે, બધું જ નિયમ પ્રમાણે, બધું જ પ્રમાણે, પ્રમાણે. મોટેથી હસાય નહી. છીંક ખાવાની અને 'એક્સક્યૂઝ મી' બોલવાનું. પાસે રાખવાના ફિક્કા ફિક્કા–ત્રણ ચાર સિક્કા. થેંક્યુ, સોરી, હેપી ટુ સી યુ.' યુયુ, આઇ યુ. વિઝિટિંગ કાર્ડ, ફોન નંબર, એપોઇન્ટમેન્ટ, વાતવાતમાં સ્ટેડિયમ, વાતવાતમાં ક્રિકેટ, સિગારેટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ, એવો એનો ફ્લેટ. ફ્લૅટ ભયોભયો, ફ્લેટ જિયો જિયો. ભયો ભયો, જિયો જિયો, જિયો જિયો, ભયો ભયો !

ફિઆટ ને એમ્બેસેડોર, ઓબેરાય અને શમિયાણા, દિલ્હી ને દાર્જિલિંગ, વ્હિસ્કી સાથે કાજુ ને શીગ, ટાઇપીન, કફલિંગ. હિલ્સ ને પિલ્સ. આંખોમાં ગ્રિલ્સ. અમને સમારંભોની હોંશ અમને વ્હિસ્કીમાં સંતોષ, કયાંય નહીં હોય અમારો દોષ, અમે ડ્રોઈંગરૂમમાં હસીએ, અમે બેડરૂમમાં ભસીએ, આજે બૈરુત, કાલે તિબેટ, આખું જીવન જમ્બોજેટ. જેવું જેનું ગજવું એવો એનો ફ્લેટ. મકાન જિયો જિયો, પીળો રંગ જિયો જિયો, માણસ ખાલી ખાલી, સ્કવેર–ફીટ ભયો ભયો.

એક મકાન હતું. મકાનને અને માણસને સ્કવેર ફીટનો નાતો હતો. સમજ નથી પડતી કે માણસ રોતો હતો કે માણસ ગાતો હતો.

□ ઇન્દુ પુવાર

રૂપા !
હું તારા રૂપપુરા ગામનું
વેરવિખેર મન;
મારી એકલતાના
અવકાશમાં ઝળુંબી રહેલું તારું આકાશ
આંખે આંજી
મારો વધ્યો ઘટ્યો સારાંશ ઓઢી ઊભો છું
તારી પ્રતીક્ષા કરતો
હું બરફનો લાલલીલો ગોળો.
તારા આવરણની આસપાસ
ઓટલો ચણી
વિસામો ખાઉં એ પહેલાં રૂપા
મારા મોહની માયા
તું જ કહે હું
કઈ અંધારી રાતે
કયા વડલાની નીચે
સૂના તળાવની પાળે
ઊભેલી દેરીમાં
કોના નામની વાટ થઈ સળગ્યા કરું ?
મને ખબર છે રૂપા —
તું હાથમાં નાડાછડી લઈ
નામશેષ થયેલા બરફના ગોળાને બાંધવા
ક્યારનીય બેઠી છે એની.
રૂપા
હું નામશેષ તળાવનું હોંકારા દેતું ઊંડાણ
શ્વાસઉચ્છ્વાસે ઉપરતળે થતો

નામશેષ ગામનો ધબકાર
ક્યારેક આવતાં જતાં
માણસની આંખનો નામશેષ ઉલાળો
વડલાની ડાળે બેઠેલો
નામશેષ કતરાયેલો કાળ
બાંધ મને બાંધ રૂપા
હું તારો વિસામો
તારો કિનારો
તારો મિનારો
બાંધ મારાં નામશેષ ગાત્રોને
બાંધ મારી પવન પાવડીએ બેસી
ઊડી જતી આજને
નહીંતર
તારા અવાજના ફૂટતા વાંસલવનને
કઈ વાંસળીમાં ભરી હું વગાડીશ ?
બાંધ રૂપા બાંધ મને
તારા માંસલ રૂપની રતાશ ભમતી મૂકી
બાંધ મને
ને પછી નિરાંતે
મારી માયાનો મહેરામણ છલકતો મૂકી
ગાયા કર—
મારી વેણીમાં ચાર ચાર ફૂલ
સૂરજ ધીમા તપો
કે સૂરજ ધીમા તપો.

શેષ પ્રહર ☐ ચન્દ્રકાંત બક્ષી

હું હાથીદાંતના પાંજરામાં જન્મ્યો હતો
સૂરજમુખી રાત્રે સૂતું હતું ત્યારે–
હું ભાગી શક્યો નહીં પાંજરામાંથી
સાપની જેમ ચામડી મૂકીને
રાતની ક્ષિતિજોની પાછળ.

મને ચામડાના પટ્ટા બાંધીને સ્કૂલે મોકલ્યો હતો
સરસ્વતીના વફાદાર સિતમગરોએ
પ્યારથી, સંભાળથી
કરવતથી મારા દાંત કાપી નાખ્યા
અને પૂંછડી હલાવવાનું મને શીખવવામાં આવ્યું
ડોગ-શોના પહેલા ઇનામની લાલચમાં.

પછી પૈસાદેશના બપોર બજારમાં
વિજ્ઞાનના મ્યુઝિયમમાં, મશીનોના સર્કસમાં
ચમડીના બેટા, કરોળિયાનું થૂંક, ઉંદરની આંખો
ચીસોની ચહલપહલ, મોહતાજીના ખામોશ પડઘા, અને–
ખાતાવહી ખોલીને
શેઠ એની પૂંછડીના વાળ ગણતો હતો.

થોડી જિંદગી બચી ગઈ છે
લાલની રાણીનું હાઇબ્લડપ્રેશર સંભાળવામાં
જેની ત્રીજી હાડપિંજર આંગળી પર
પચીસ વર્ષથી વેડિંગ-રિંગ ખખડે છે
રમૂજના બખ્તરમાં પણ કાણાં પડી ગયાં છે
પથ્થર, પથ્થર, ખાકની દુનિયા
મધરાતની ભૂત એકલતા.
વસિયતનામામાં,
સૂરજમુખીની યાદ છે અને હાથીદાંતનું પાંજરું

હવે આંખોમાં રોશની થાકી ગઈ છે
ચાંદની પણ દેખાતી નથી
પણ ચામડી શરીર પર સરકી શકે છે બુઢાપામાં
સાપની જેમ

હવે ભાગી શકાશે
શેષ પ્રહર....

અને હું રડયો નહીં □ નયન દેસાઈ

મારામાંથી સાંજ વરસતી રહી અને હું રડયો નહીં
એકલદોકલ યાદ તરસતી રહી અને હું રડયો નહીં

પીળાં સાથે લીલાં પર્ણો ખરે હવે કૈં કહેવું છે?
મારામાં કૈં ઋતુઓ જન્મે મરે હવે કૈં કહેવું છે?
દરેક પળ એકલતા હસતી અને હું રડયો નહીં....

પવન અવાજોને શોધે હું ક્ષણ શોધું છું
ઝાટમાળમાં ખૂંપી ગયેલો સૂરજ છું કૈં પણ શોધું છું
ભૂતિયા અજવાળાની વસ્તી રહી અને હું રડયો નહીં...

ઝળહળ ઝળહળ એકલતાના કેન્વાસ પર મારો ચહેરો
મારી આગળ પાછળ રઝળે અનાથ પડછાયાનો પહેરો
નામની ઝાંખી લકીર ડસતી રહી અને હું રડયો નહીં...

## હું, માટીનું ઘર અને પતંગિયું ☐ જયેન્દ્ર શેખડીવાળા

હજીય ક્યારેક ધોધમાર વરસતી રાતે એક પતંગિયું ભીની પાંખે
પ્રવેશે છે મારા માટીના ઘરમાં ને ઘર મ્હેંક મ્હેંક....
મયૂરોનું નૃત્ય તો ક્યારનું ય થંભી ગયું હોય છે છતાં પતંગિયું
આરંભે છે નૃત્ય પ્રથમ પ્રહરના સ્વપ્ન જેવું....દબાતે પગલે આવતી
સ્મૃતિની રણઝણ જેવું...ગોરંભાયેલા આકાશમાં ચમકતી વીજ જેવું....
ગર્ભમાં સળવળતા બીજ જેવું....ત્યારે કોકિલનો સ્વાલાપ પણ
આથમી ગયો હોય છે ક્યારનો ય છતાં ય પતંગિયું મ્હેંકે છે એના
રવે રવે અને માટીના રુંવે રુંવે...જલપ્રવાહમાં દૂર દૂર સરી જતા
ટમટમતા દીવા જેવું ધીમે ધીમે માટીની ભીનાશમાં ભળતું જાય છે
પતંગિયું ...અને અક્ષરના અંકુરો થઈને ઊગી નીકળે છે તું જાણે
અષાઢી ઉષાની પ્રથમ કિરણલિપિ....અને હું ઝરમર ઝરમર
છંટાઉં છું ગીતની પ્રથમ પંક્તિ જેવો કોરા કાગળ ઉપર........

## જાસૂસ ☐ યેહુદા અમીચાઈ ☐ ઉત્પલ ભાયાણી

(હિબ્રુ કવિતા)

ઘણાં વર્ષો પહેલાં
મને
ત્રીસ વર્ષ પછીના પ્રદેશમાં
જાસૂસી કરવા માટે મોકલવામાં આવ્યો હતો.
અને હું ત્યાં રહ્યો.
હું મને મોકલનારાઓ પાસે પાછો ન ગયો
જેથી આ પ્રદેશ વિષે
કશું કહેવું પણ ન પડે
અને જુઠ્ઠું પણ ન બોલવું પડે.

By the grace of God. I am a Poet.
By the grace of technique I am a Poet. — NERUDA

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૧૦ : અંક ૫ : જૂન, ૧૯૭૭
સળંગ અંક : ૫૯
સજાવટ : દિનેશ દલાલ
મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા

# કવિતા

[ દ્વૈમાસિક ]



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, **ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ** લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં **નવ રૂપિયા** પરદેશમાં **વીસ,** છૂટક નકલનો રૂપિયો દોઢ.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

KAVITA Regd. No. R.N. 16800/67

**To Artificial Flowers** ☐ **Prahlad Parekh**

You command colours
*As also the varied forms,*
You have before you the speck of joy endowed by the artist
And have a life-span longer than the flowers in a garden.

My heart for a moment rejoices
And even enjoins a word of praise
When it sees you deployed
In decorating a home or a hair-bun.

But, have you ever
Experienced or enjoyed
The grandeur of the rising sun or the moon on the horizon
Or the scintillating touch of a spring-time breeze ?

Do not feel I'm denigrating
I'm merely interrogating —
Whether in the depths of your heart you have ever reckoned:
'Having given forth our entire best, let's do melt away at the day's end'.

(Translated from Gujarati ... by Jagdish Joshi)



# x6

# કવિતા


તંત્રી સુરેશ દલાલ

અંક [illegible]

ઑગસ્ટ ૧૯૭૭

દોઢ રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન




ઉમાશંકર જોશી

## સરકાર ☐ ચંદ્રકાંત બક્ષી

સરકારને કરોડ મોઢાં હોય છે
પણ એક આત્મા હોતો નથી
સરકાર અવાજની માલિક છે
અને માલિકનો અવાજ છે
સરકાર વિચારો કરાવી શકે છે

સરકાર લેખકને લખાવી શકે છે
જાદુગરને રડાવી શકે છે
ચિત્રકારને ચીતરાવી શકે છે
ગાયકને ગવડાવી શકે છે
કલાકારને કલા કરાવી શકે છે
એક હાથે તાળી પડાવી શકે છે

રવિવારને સોમવાર બનાવી શકે છે
નવી પેઢીને જૂની કરી શકે છે
જૂનીને પૈસાદાર બનાવી શકે છે
પૈસા છાપી શકે છે, ઘાસ ઉગાડી શકે છે
વીજળી વેચી શકે છે, ઇતિહાસ દાટી શકે છે
અર્થને તંત્ર અને તંત્રને અર્થ આપી શકે છે
સરકારોની ભાગીદારીમાં આ પૃથ્વી ફરે છે
સમય ફરે છે, માણસ ફરે છે
યંત્ર ફરે છે, મંત્ર ફરે છે
પણ એક દિવસ,
ગરીબની આંખ ફરે છે, અને–
સરકાર ફરે છે.......

---

ચન્દ્રકાન્ત બક્ષી, ૨૫/ સંગમ, બીજે માળે, બેંગાલ કેમિકલ્સ પાસે, વરલી, મુંબઈ–૨૫.

ગીત ☐ પ્રફુલ્લ પંડ્યા

એક શીશીમાં પૂરી ધુમાડો હાથથી એનો ઘા કરીએ ને ભીંત ફૂટે તો માની લઈએ એક સદીનું મોત થશે એ સાચું!
એક શીશીમાં પૂરી ધુમાડો હાથથી એનો ઘા કરીએ ને ભીંત ફૂટે તો માની લઈએ એક સદીનું મોત થશે એ સાચું!

ભીંત ફૂટતાં શમ નીકળે કોઈ મૂરખનું નામ નીકળે અને અશ્વના રસ્તા જેવું દશ્ય સમયનું સાફ નીકળે
એક ઝાડના પાંદ સમા મનને ઓળંગી:આગળ વધતા પવનદેવને અધવચ્ચેથી કૈંક વરસની હાંફ નીકળે!

એક શીશીમાં પૂરી હાંફને હાથથી એનો ઘા કરીએ ને આભ ફૂટે તો માની લઈએ એક નદીનું મોત થશે એ સાચું!

એક નદી ચાલી જાશે તો એક માણસને તરસ લાગશે નગર નગર અંધાપે બળશે અને આભમાં ઋષિ બોલશે ઓમ
આ ધરતી પર રહેતા સૌને હસવા જેવું કૈંક હશે તો ઊલટસૂલટના તેજલીસોટે ફૂટશે તમને નવું તપસ્વી જોમ

એક શીશીમાં પૂરી જોમને હાથથી એનો ઘા કરીએ ને જીવ ફૂટે તો માની લઈએ એક ક્ષતિનું મોત થશે એ સાચું?

---

પ્રફુલ્લ પંડ્યા c/o જનશક્તિ દૈનિક તંત્રી વિભાગ દલાલ સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ-૪૦૦૦૦૧

## દરિયાભાસ ☐ વિનોદ જોશી

અમે દરિયો નાખ્યો ડૂહોળી ને નીકળી લીંબોળી
અમે સોનાની જાળને પાણીમાં આરપાર બોળી/ને નીકળી લીંબોળી...

ધડોધડ પડયા હાથ બેઉ હેઠા કે હાથ બેઉ કાંઠે બેઠા રે ગૂમસૂમ
અડોઅડ જાય આવે ને જાય એક માછલીનું કુંડાળું થાય રૂમઝૂમ

અમે રેતીને ફૂલફૂલ ચોળી હથેળીયું ભોળી....
અમે સોનાની જાળને પાણીમાં આરપાર બોળી/ને નીકળી લીંબોળી....

સરી જાય બેઉ કાંઠેથી દરિયો ને દરિયામાં હું ને આ જાળ બેઉ ગૂમ
કાન–બેઉ કાન દરિયામાં ઝીંકયા તો ખાલીખમ દરિયામાં માછલીની બૂમ

અમે આંખ્યેથી હેમખેમ નકકામી નદીયું ઢોળી....
અમે સોનાની જાળને પાણીમાં આરપાર બોળી/ને નીકળી લીંબોળી....
☐

☐ પન્ના નાયક

કવિતા
એટલે
હવે
છેલ્લા શ્વાસોચ્છ્વાસ સુધી
જીવન સાથેની
મોડી મોડી
પણ
પાંગરેલી
મારી
પ્રગાઢ
Love–affair...

વિનોદ જોશી, મસ્જીદ વિસ્તાર, હનુમાન ગલી, બોટાદ ૩૬૪૭૧૦

## ખમ્મા ! શમણાંને □ લાલજી કાનપરિયા

આપણી વચાળ હવે ઝરણાનાં નીર જેવો વહેતો સંબંધ, ખમ્મા ! શમણાંને.
અડોઅડ ઊઘડેલાં ફૂલ તે આપણે ને ફૂલોમાં ચપટી સુગંધ, ખમ્મા ! શમણાંને.
પડછાયો ઓઢીને ઊભેલા શ્વાસ મારા ધ્રુસકે રુવે છે તેજલ, ખમ્મા ! શમણાંને.
છાતીમાં વાગેલી લાગણીની ફાંસ ને ટેરવાંમાં વેદના ભીનલ, ખમ્મા ! શમણાંને.
પોશ પોશ આંસુના વીરડા ગળાવો મારી હથેળીમાં ઊગી તરસ, ખમ્મા ! શમણાંને.
મૃગજળમાં સપડાયેલ હરણાંઓ જોયા છે સપનામાં આટલાં વરસ, ખમ્મા ! શમણાંને.
અંધારું ખૂંચે છે કાંટાની જેમ અને લોહીઝાણ વહેતું આ ગામ, ખમ્મા ! શમણાંને.
ટેરવે ટેરવે ત્રોફાવો છૂંદાણાંમાં તેજલનું લીલુછમ્મ નામ, ખમ્મા ! શમણાંને.
દરિયા ને મોજાંની રમત્યું રમતા મને વાગી ગૈ ભીનેરી ઠેસ, ખમ્મા ! શમણાંને.
આંખ્યુંમાં ઊગ્યો છે વરસોથી સંઘરેલો કાળઝાળ પથ્થરિયો દેશ, ખમ્મા ! શમણાંને.

---

લાલજી મોહનલાલ કાનપરિયા, ભારત કોલ ડેપોની પાસે, ભગવતી ચોક, અમરેલી (સૌરાષ્ટ્ર)

## કોરા આ ભાવથી ☐ સુરેશ દલાલ

દુઃખ માણી માણીને સુખ વેઠું રે લોલ
સુખ માણી માણીને દુઃખ વેઠું રે લોલ.

વાદળને દરિયેથી વરસ્યો છે વડવાનલઃ
જ્વાલામુખીમાં ખીલ્યાં ફૂલ.
મોટી મોટી ભૂલ જેવા ઊભા છે ડુંગરા
ને ફૂટયાં છે ઝરણાં મશગૂલ.
પેલા પાપ થકી પુણ્ય થયું એઠું રે લોલ
પાપ-પુણ્યથી મન થયું છેટું રે લોલ!

કોઇ આવે નથી ને કોઈ પાસે નથી
ને કોઈ મારું નથી ને કોઈ તારું.
લાગણીને આંખથી લૂછી નાખીને
સાવ કોરા આ ભાવથી વિચારું.
મારા નામને હું આમ હવે છેકું રે લોલ
હું તો અળગો થઈને મને ભેટું રે લોલ.

## શું થશે? ☐ મણિલાલ પટેલ

મેં સમયની સાથ માયા સાંકળી છે, શું થશે?
ચાહવાની શકયતાઓ પાંગળી છે, શું થશે?
ફૂલ-વૃક્ષો ને ઝરણમાં મેં તને ચીંધી હતી–
ત્યારની સળગી રહેલી આંગળી છે શું થશે?
એ તરસના માર્ગ પર લાવી મને છોડી ગયાં–
લાગણીઓ સાવ મારી આંધળી છે શું થશે?

---

સુરેશ દલાલ એસ. એન. ડી. ટી. યુનિવર્સિટી ક્વાટર્સ, પાટકર હૉલની ઉપર, ૧મે માળે, નાથીબાઇ ઠાકરસી રોડ, મુંબઇ-૪૦૦ ૦૨૦.
મણિલાલ પટેલ, C/o. આર્ટ્સ કૉલેજ, ઈડર, સાબરકાંઠા.

હાલોને જોવા જાઈં રે.... ☐ જગદીશ જોષી

હું સ્વયંપાકી બ્રાહ્મણ
હું સ્વયંથાકી બ્રાહ્મણ
હું સ્વયંપાપી બ્રાહ્મણ
હું વયંશાપી બ્રાહ્મણ.

મારાં પાપ હું જ આચરીશ
મારાં ફળ હું જ ચરીશ
મારાં વમળ હું જ તરીશ

પાપ કરવામાં અવેજી ન ખપે
પાપ કરવામાં 'ડબલ' ન ખપે.
પાપ બબલ નથી કે ફટ્ દઈને ફૂટી જાય:
પાપ તો હલબલ છે
તનની કરતાં વધુ તો મનની.

મન ?
કયું મન ? કોનું મન ?
મન-બનની તે વાત છોડો, ભઈલા !
ભઈલા કહેતાં સળકી લયલા.
મન-બનની તે વાત છોડો, ભઈલા !

બન્....બન્....(તે સાલ્લું ક્યાં ભુલાયું) બન્...બન્....
હં, હત્તારી, બન....બન....બની
સ્લે-ઑાય કલબની બની !
બની તે પણ કેવી લીસ્સી-લપસી ગોળ-સુડોળ બની !
બની.... હાં હાં, બની-બની બન બન તું મન.
મન-બનની તે વાત છોડો, ભઈલા !

---

જગદીશ જોષી, ૧૧ સૈયદ અબ્દુલ્લા બ્રેલવી સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

ભઈલા ભઈલા
આવી લઈ-લા.
લયલા તો બાનુ
ઝંખે છાનું છાનું.
એક વાર લયલા ને ચન્દ્રમુખી ટેલિફોન પર
વાતે વળગ્યાં હતાં.
"હલો, હાં....તો, આગળ બોલ
પછી શું થયું ?"
"થયું તો એમ ને કે.... હલો, હ..લ્લો.. ! ?"
'હલો-બલો કોણ છો ?'
"અરે, લે, અમારી લાઇન ચાલુ છે
તમે વચમાં કોણ ટપકી પડયા....?"
'ટપકી ને લપકી, તમે બંધ કરો'
"ના, તમે બંધ કરો
પહેલાં અમારી વાત ચાલેલી
તે તમે જ બંધ કરો"
'બાઈ સા'બ, વધુ તાણતાં તૂટી જશે, હોંકે ! તમે બંધ કરો!'
"પણ.... એઇ મિસ્ટર, તમે છો કોણ ?"
'કોણ હું ? હું કોણ ?
હું તો 'કોણ' છું– ત્રિકોણમાંનો એક.'
"કોણ ? તમે દેવદાસ તો નથી ને ?"
'હા. પણ તમે કોણ – પારુ ?'
"ના, હું ચંદ્રમુખી ! કેમ દેવદાસ, કેમ છો ?...."
'ચંદ્રી, તું ચૂપ મર.... ચૂપ મર ચંદ્રી ! બંધ કર.'
"લયલા, તું જ મૂકી દે. મારા દેવદાસ સાથે વાત કરવા દે.
માંડ માંડ તો આટલા વરસે...."
કટ્....

"હલો, હલો, દેવદાસ.... દેવદાસ ?.... દે..વ..દા..સ.... !
હાય રે, કિસ્મત ! મારો દેવદાસ...."
દાસ ને બાસ
ખાય છે બધા ઘાસ.
"ઘાસ ખાય ? હવે તો મારે વાસ ખાવી પડશે, વાસ. કાગવાસ!
'कागा, सव तन खाईओ चुनचुन खाईओ मांस
दो नैनां मत खाईओ, मोहे पिया मिलनकी आस'
ઊઠ, ઊઠ રે કાગા.... જા પિયા કે દેશ....
જો, જો, દેવદાસ વાસ નાખે છે.
હાય રે મારું મન ! વાસ ખાવાની વાસના...."
મન–બનની તે વાત છોડો, ભઇલા !
કંઈક વાસ આવે છે
મરી ગયેલા ઊંદરની.
ઊંદરની વાસ, સુંદરની પ્યાસ.
પ્યાસ ? પ્યાસ !
ક્યાં છે મારો ગ્લાસ ?
ગ્લાસમાં મારી એબ
ગ્લાસે કર્યો ઝેબ.
ઝેબ.. ઝેબ ઔરંગઝેબ
શાહજહાંને કીધો કેદ
કેદ ! કેદ ? તાજમહાલ
પ્રેમની આ કેવી કમાલ !
સત્તાની આ કેવી ધમાલ !
મનમાં ચાલી ધમ..ધમાલ.
મન-બનની તે વાત છોડો, ભઇલા !
સત્તાથી ખાધી છે ખત્તા
હત્તા.... કુત્તા.... હત્તારી

દે તાળી રે, દે તાળી
કોની તેજલ છે કાળી
એક રાત ને સો પાળી
કોની કથની કોણે ભાળી
મનની મોસમ, મનમાં જાળી
જાળીનાં ફાંકાની વચ્ચે
મનની આરત મનમાં બાળી
દે તાળી ભઇ દે, તાળી
મન-બનની તે વાત છોડો, ભઇલા!

નટમાંથી તો થઇ ગયા નેતા
નેતા તો રાજાના કુંવર!
નેતા વડના ટેટા
બાપના અડધા બેટા
બેટા તો રાજાના કુંવર
ઝૂલણ મોરલી વગાડે રે રાજાના કુંવર
ઝૂલણ મોરલી બગાડે રે રાજાના કુંવર.
કુંવર.... કુંવર....કુંવરબાઇ
મોસાળું લાવ્યા મોહનભાઇ
મોહનભાઈ તો સૂતા છે
રાજઘાટ પે સૂતા છે
સૂતા સૂતા વિષ્ણુ બકે
શેષનાગ તો સૌને ઠગે
ઠગ ઉમટયા છે ગામેગામ
નટમાંથી નાગર થૈ આમ
નેતા ચલવે દોરદમામ
નેતાની ગાગર ભર ઢોળ
મનની ગાગર મનમાં બોળ

मनकी आँखें बाबा खोल!
ઇચ્છાઓની ઊની બખોલ
માળવે જૈને મનને ખોડો.
મન-બનની તે વાત છોડો, ભઈલા!

વારે વારે મન માળવા જઈને બેસે
તે....એના મનમાં સમજે છે શું ?
માળવા જતાં મનને પાળવાં કેમ ?
પાલવા જઈને બેસો, પાલવા!
પાલવાની પાળ અને મોજાંની માળ
છાતી કૂટે છે આ તો તંતી ત્રિકાળ.
કપાળે ત્રોફાં ત્રોફાવીને ત્રિકાળ બેઠો છે.
કાળ તો મૂઓ વાણિયો છે, વાણિયો.
લખ્ખણનો પૂરો! સાલો કાણિયો.
કાણિયો મોકાણિયો
બોબડો બદાણિયો
મીઠો લાગે ભાણિયો
રાત દિવસ ઉજાણીઓ
વાણિયો–બાણિયો ચાલે નૈં
પટેલ વિના ચાલે નૈં.
પટેલ લાવો, પટેલ.
'હેં, સરદાર પટેલ ?....'
એને વળી ક્યાં યાદ કર્યા ?
એ તો કે' છે કે સતયુગમાં સૈનિક હતા.
આપણે તો લાવો બકોર પટેલ
બકોર પટેલ ભૈ, બકોર, પટેલ!
ચારે બાજુ ઊગી ગૈ છે તારી માંદી વેલ.
આડેધડ વેલા ઊગ્યા છે.

તાણ્યા વેલા થડ જઈને શોભે
હવે તો, તાણ્યાં થડ વેલાને આશરે શોભે!
મન તો કે' છેને.... જેનું નામ!
મન-બનની તે વાત છોડો, ભઈલા!
નામ-બામની માંડો નૈં
અમથી અમથી ભાંડો નૈં
મૂડી દેખી છાંડો નૈં
વાંધો નૈં કૈં વાંધો નૈં.
વાંઢો તે વળી લગન લૈને બેઠો, તો
તેય તે પાછાં ધન-રાશિનાં લગન.
ધનબાઇનું તો હમણાં જ કારજ ગયું :
પણ, કે' છે કે તેમાં વ્હાલબાઇ ના આવ્યાં.
વ્હાલબાઇ કોઇનોય તે દા'ડો જમતાં નથી–
ધનબાઇનો તો નહીં જ નૈં.
ધન-બનની તે વાત છેડો, લૈયા!
મન-બનની તે વાત છોડો, ભઇલા!

ધન તો મારો વક્કર
ભલે હો ધનચક્કર
ચક્કર ચક્કર ફરતા નહીં
અદ્ધર શ્વાસે મરતા નહીં
મરવું આમ તો મને ગમે છે.
આમ તો તરવું મને ગમે છે
ફરવું મને ગમે છે
હરવું મને ગમે છે
ચરવું મને ગમે છે
પણ ચરવાના ચરુ મળે તો કેવું સારું!
નહીં તો પછી, મરવું તો મને ગમે જ છે.

હવે તો ગમ-બમની વાત છેડો, ભૈયા!
મન-બનની તે વાત છોડો, ભઈલા!
ગમ....તો મારા દિલમાં ઝુમ્મર થઈને ઝૂરે છે.
दिल जलता है तो जलने दे
જલને દે એટલે પાણીને આપો.
પાણી તારો બાપ
બાપ કોનો લીસ્સો?
હિસ્સોમાં ભૈ હિસ્સો!
બાપ મરે કે મા મરે
આપ તરભાણું ભરે.
ગોરખાપાની આરતી
સંતાનોને તારતી.
આરતીમાં જે આરત છે તે કયાં છે? કયાં છે?
ભારતીમાં જે ભારત છે તે કયાં છે? કયાં છે?
કયાં ભરતની વાત કરો છો, ભઈલા? બનારસી?
જરીભરતની તે કૈં વાત છેડો, ભૈયા!
મન–બનની તે વાત છોડો, ભઈલા!

હવે સાચી જરી મળે છે જ કયાં?
જરીમાંથી તો ચાંદી ખરી ગૈ
ખરી....ખરી....
ઘોડીના પગની ખરી તળવાઈ ગૈ
ગઈ તે ભલે ગઈ એના બાપને ત્યાં
કયાં આવવાની જ હતી, તે?
એ તો જતિ-બાવાની ઝૂંપડીમાં મંગલ....મંગલ....
મંગલમાંથી જંગલ રચવાની લીલા આવડે છે?
લીલા એટલે બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
લીલાના તો પડે ચીલા

જંગલમાંથી જડે ચીલા
મોટરના ટાયરના ચીલા
જંગલમાં ટાયરના ચીલા.
તે હેં, જંગલમાંથી ટાયરના ચીલા ક્યાં જતા હશે?
ચીલા ચાલ્યા આથમણે
શાયર ચાલ્યા ઉઠમણે.
Liar આથમણે કેમ ચાલ્યા?
ગોળ ગોળ જીભ જેવા ટાયરને દેડવતા દેડવતા
શાયર ચાલી નીકળ્યા પ્રેતલોક તરફ
પ્રેતલોકમાં પિશાચ લીલા
માનવતાના રઝળે ચીલા
ચીલા બધા લોક-અપમાં
સોક્રેટિસ લીલા કપમાં
કપમાં મારા ચા રેડો
બેડો મારો તરતો મેલો.
બા, ચા પા.
બા, તું ક્યાં છે?
બા તો તારી બા'ર ગૈ
ઘરની ચાવી લેતી ગૈ
શૈશવ મારું લેતી ગૈ
ચાવી લૈને વ્હેતી થૈ.
બા વગરના ઘરમાં કેવા ઊગ્યા મોટા બાવળ
ઘર વગરના ઘરમાં મનડું નાખે મોટી હાવળ
ઘર-બરની કૈં વાત છેડો, ભૈયા!
મન-બનની તે વાત છોડો, ભઈલા!

ઘર એટલે ચાર દીવાલ.
ઘર એટલે ચાર દી' વ્હાલ.

સગપણની શતરંજો ઉપર
વ્હાલાં ચાલ ચાલે છે.
તમારે રમવાનું ખરું, પણ
ખેલાડી તરીકે નહીં, પ્યાદાની જેમ.
ખેલાડી તો નામ કમાય
ખેલાડી તો દામ કમાય
તમારા પ્રેમની એ લોકોને કિંમત કેટલી?
કુત્તાને થાંભલાની હોય.... એટલી!
કૂતરાં કરે ચાતુર્માસ
બળદ વ્હોરે બારે માસ
વ્હોરે તે તો કાલાં
વાત કરે તે વ્હાલાં.
વ્હોરે કોઈ, કોઈ વ્હેરે
વ્હેરતાં વ્હેરતાં તો વેરાઈ ગયા.
વેર ઝેર
ઘેર ઘેર
ઠેર ઠેર
મેર! મેર!
મરતાં મૂઓ મરી ગયો
ઘરનો દીવો ઠરી ગયો.
હવે તો દરેક વ્યક્તિ સૂરજ જ બની ગઈ.
સૂરજમાં નૂર જ ક્યાં છે?
તોય હું જ છું....સૂરજ!
સૂરજદાદા ઢાંકણી શોધે છે
બૂડી મરો કાં દાદા
બૂડી મરો રે દાદા
કહેતા'તા શાહજાદા

શાહજાદીનાં ઓરતા
ભરબપોરે ચોરતા.
ચોરતાને ઘા-રણ ના નડે
જાગતાને જાગરણ ના નડે.
જાગરણની અસર લાંબે ગાળે હાર્ટ ઉપર થાય.
ઉજાગરાની થાય, જાગરણની નહીં
જાગરણની અસર કોઈ પણ પાર્ટ ઉપર થાય.
વાઘરણની માઠી અસર વાઘ ઉપર થાય ?
વાઘની પૂંછડી લાંબી.
જા, જા, હવે લાંબીના !
ઈટાલીમાં બાંબીના
બાંબીનાને બાંબીનો
હરીફરીને થાંબી ગયો.
ફરવા–ચરવાની વાત છોડો, ભૈયા !
મન–બનની તે વાત છોડો, ભઈલા !



એક કાવ્ય □ પ્રવીણ દરજી

પ્રદૂષણોની પાર
બચેલા આકાશને
પરભૃતિકા,
ટહુકાવી દે છેલ્લે
તારા
એક તાજા ટહુકાથી
કદાચ
કાલે
વસંત અને વનસ્થલી
દેશવટો લે !

અંતિમ પંક્તિ □ પ્રબોધ જોશી

પેરેશ્યૂટ લઈ
વિમાનમાંથી કૂદી પડતાં-
અજાણ્યા પ્રદેશે
હળવે હળવે
ઊતરતાં
સહસા ભૂમિ-સ્પર્શે
આંચકો લાગે
તેવો આંચકો–આ અંતિમ પંક્તિએ પહોંચતાં.

–પ્રબોધ જોશી, ૯, શ્રેયસ સોસાયટી, રેસકોર્સ સર્કલ પાસે, વડોદરા ૩૯૦ ૦૦૭.

### ત્યકતાના દૂહા ☐ મનહર જાની

તું હરિયો દુર્ભાગ્યનો ને હું બળબળતી રેત,
તરસ્યું કેરાં પ્રેત આપણ વચ્ચે અડવડે.

તું નામે બાવળતણી અમને વાગી શૂળ,
નહીંતર એવાં મૂળ ખોદી કાઢત ખંતથી.

ઠાલોકૂવો ય વસ્યો મારે ખેતર તું,
નહીંતર સિંચત હું કેસરભીના કોડને.

તું થાકોડો થઈ કળે મારે રોમેરોમ,
જીવતર કાળો ઘોમ ઊનાળો થૈ એ ખર્યું.

ભાગ્યમતી અવળી થઈને મારું ઘરખમ શ્હેર,
બની ગયું ખંડેર એને અફવા કયમ કહું ?

☐

### ☐ જયા મહેતા

સવાર
જાસૂદ હળવે હળવે ઊઘડે છે.
સાંજ
જાસૂદ હળવેહળવે બિડાય છે.
સવાર પહેલાં
સાંજ પછી....
કોઈ જગત હતું ?

---

મનહર જાની, મનુભાઈ મુંડાની ડેલી મહુવા ૩૬૪-૨૯૦
જયા મહેતા, બી-૧૯, આનંદછાયા, પ્રભાદેવી મુંબઈ-૪૦૦ ૦૨૫.

શું કરે □ નારાયણ સુર્વે □ જયા મહેતા
(મરાઠી કવિતા)

પોતાની ઉદાસ રાતે માણસ ગાય નહીં તો શું કરે?
પોતાને જ હજાર વાર પંપાળે નહીં તો શું કરે?
દિવસના ખભા પર હાથ મૂકીને વળે છે પગ શહેરમાંથી
વળતાં જ ભારે થયા; બે વાતો કહે નહીં, તો શું કરે?
ટોપલી નીચે ચાર દાણા નાખીને બેઠા હતા અસ્વસ્થ એક બાજુ
ફક્ત તડકો જ આવીને ગયો તો એવે વખતે શું કરે?
આ શહેર પર, સંસ્કૃતિ પર, ફૂલો પર તો વિશ્વાસ કેમ રહે?
ઝટઝટ ચાર લોટા ઢોળીને પરવારે નહીં, તો શું કરે?
બોલ્યો જ, આ પૃથ્વી: તેને કેવળ જન્મ આપતાં જ આવડે છે
પોતે પોતાને જ સહાય સાદ પાડે નહીં તો શું કરે?
□

તું □ વિપિન પરીખ

અચાનક તું શ્રીમંત થઈ ગયો.
અને
અને તું કેટલો દૂર થઈ ગયો!?

---

વિપિન પરીખ, ૧૨, રતન મેન્સન, ખેતવાડી ૨જી ગલી, મુંબઈ–૪૦૦૦૦૪.

પહેલો વરસાદ ☐ વિપિન પરીખ

આવો, બધા બહાર આવો.
વરસાદ આવ્યો છે.
પહેલો વરસાદ!
ટપ ટપ, ટપ ટપ, ટપ ટપ....ટપ.
છાપરાં ભીનાં થયાં છે.
રસ્તાઓ આકાશને મળવા નીકળી પડયા છે.
વૃક્ષો પાંદડાંઓનો ખોબો કરી પાણી પીએ છે–બાળકની જેમ.
મા, ચૂલો બંધ કર.
જો માટીને વાચા મળી છે!
ટીનુ, ચોપડીને બાજુ પર મૂક.
આવ શેરીમાં આપણે બે વસ્ત્રો ફગાવીને નાચીએ-મુક્ત મને.
મીના, તું શું નહીં આવે? શરમાશે?
તો ભલે.
તું અંદર રહે!
માત્ર તારા ચહેરાને ભીનો થવા દે.
તારા વાળ ઉપરથી બે ટીપાંને સરી જવા દે.
હું તને જોયા કરીશ.
આજે પહેલો વરસાદ છે.

ધુમ્મસ ☐ કાર્લ સેન્ડબર્ગ ☐ રીટા શાહ
ધુમ્મસ આવે છે
નાનકડા બિલ્લીપગે
શાંત અંગોથી પડેલાં
બંદર અને નગરને
નિહાળતું બેસે છે
ચુપકીથી
અને પછી, આગળ વધે છે.

ગઝલ □ બરકત વીરાણી

ઘરનાં તો જોકે વાસી દીધેલાં કમાડ છે,
જોવી જ હો દશા તો ભીંતોમાં તિરાડ છે.

અશ્રુ પછીનાં સ્મિતનું આ દૃશ્ય તો જુઓ,
વર્ષા પછીનો જાણે કે પહેલો ઉઘાડ છે.

બળતી બપોરે રણમાં બીજું તો શું સાંભરે ?
આવે છે યાદ એ જે બગીચામાં ઝાડ છે.

લેવો જ પડશે મારે ખુલંદીનો રાહ પણ,
કારણ કે આંખ સામે દુઃખોનો પહાડ છે.

આ સુખનાં સોણલાં એ ફક્ત સોણલાં નથી,
મારા ભવિષ્યમાંથી કરેલો ઉપાડ છે.

મરનારનાં ય જૂથ જુદાં હોય છે અહીં,
બેફામ એટલે તો કબર ફરતી વાડ છે.

□

અશ્વો □ શિલ્પિન્ થાનકી

કદી સાત અશ્વો
ફરી સાત અશ્વો

અને સાત અશ્વો
હજી સાત અશ્વો

છતાં સાત અશ્વો
પછી સાત અશ્વો

ભલે સાત અશ્વો
વળી સાત અશ્વો

બરકત વીરાણી, ફાતમા મંઝિલ, ૧લે માળે, ૨૦ જેલ રોડ ડોંગરી (ઈસ્ટ) મુંબઈ–૪૦૦૦૦૯

## ક્યાંકથી ☐ હસિત બૂચ

ઝુંડ ઝુંડ તારાની વચમાં
ઢળ્યું ઢળ્યું એકાન્ત ક્યાંકથી,
શાંત હવામાં સરતા મનમાં
મચ્યું મચ્યું ઘમસાણ ક્યાંકથી.

આ અતીતની પાંખડીઓ ઊડે
અહીં–ત્યહીં; ક્યાં વારું?
ને આંચ સખત સાંપ્રતની; એને
કઈ ભોમ જઈ ભારું?

સુકાન ક્યાંય ન હાથ; અરે, આ
ધસ્યું ધસ્યું ખેંચાણ ક્યાંકથી.

આ ઘરપરસાળે પગરવ જૂઠો,
કલરવ શમણે જૂઠો;
ને ફરકાટ વિતથ આ ઊડો
ઝણઝણ ફૂણો ફૂણો;
કવચ સલામત સજ્જ: માંહ્ય આ
ફસ્યું ફસ્યું રે, બાણ ક્યાંકથી,

ચલો, ચરણ! ના રુકો! સફરમાં
પુનઃ ઝૂકવી છાંય ક્યાંકથી
દ્રવો, સુરલિયાં દ્રવો! ગગનમાં
ટશર ફૂટવી શાંત ક્યાંકથી.

## ગઝલ ☐ બરકત વીરાણી

વાય હવા ચોપાસ સુગંધી,
એનો એવો વાસ સુગંધી.

ફળિયે બાગ, ઝરૂખે કૂંડાં,
છે આખો આવાસ સુગંધી.

એના ઘરનાં ફૂલો તો શું?
એના ઘરનું ઘાસ સુગંધી.

ખાલી રંગ ઉપર નહિ રીઝું,
ફૂલો દેજો ખાસ સુગંધી.

મુજને જોઈ હસે છે ફૂલો,
કેવો છે ઉપહાસ સુગંધી!

પાને પાને પાંખડીઓ છે,
છે આખો ઇતિહાસ સુગંધી.

ફૂલ સૂંઘું છું હું કાગળનાં,
કેવો છે આભાસ સુગંધી!

એક તરફ અનુભવના ડંખો,
એક તરફ વિશ્વાસ સુગંધી.

પાનખરોનાં ખરતાં ફૂલો,
નાખે છે નિશ્વાસ સુગંધી.

દુર્ગંધોની આ દુનિયામાં,
ક્યાં મળશે સહવાસ સુગંધી?

ફૂલ ભલેને લાખો સૂંઘો,
તો ય ન થાશે શ્વાસ સુગંધી

મારું ફૂલ કદી નવ ખીલે,
તો પણ બારે માસ સુગંધી.

ફૂલ અને બેફામ કબર પર?
એ તો છે એક ત્રાસ સુગંધી.

---

હસિત બૂચ ભાષા નિયામક, જિ. ૧ ૨-૧. સેક્ટર-૨૦ ગાંધીનગર ૩૮૨ ૦૨૦.

એક કાવ્ય □ પ્રવીણ દરજી

હે ગુરુ!
યુધિષ્ઠિર કે ભીમ કરતાં પણ
વધારે સ્પષ્ટ રીતે
હું પેલું વૃક્ષ,
એની ઉપર ફરતો રાની ખિલાડો,
વૃક્ષ પાછળનું આકાશ,
તમને અને બધાંને–
અને હા–
પેલા બનાવટી પક્ષીને
અને રાતા કાચની એની બે આંખોને ય
જોઈ શકું છું.
પણ
પક્ષીની રાતી આંખને વીંધે
એવી એકાગ્રતાની ક્ષણને જ
મારી પાસેથી કોઈ ઝૂંટવી ગયું છે.
બધું જ ભુલાવી દઈ
લક્ષ્યને તાકે
એવી માત્ર એક જ ક્ષણની
હે દ્રોણ,

---

પ્રવીણ દરજી, કુંવારા પાસે રાજમહલ રોડ લુનાવાડા

હું ભીખ માગું છું.
મને
એ ક્ષણ કોણ લાવી આપશે?
હું
અર્જુન,
આપનો શિષ્ય
વિવશ છું.
પક્ષીની રાતી આંખને હું નહીં વીંધી શકું.
હે ગુરુ!
મને માફ કરો.



□ શ્યામ સાધુ

પાંચ સાત તારીખની વચ્ચે અટવાયો છે,
રહેવા દે ફૂલોની વાતો, રઘવાયો છે!
જીવવા જેવી વાત ભીંતમાં ચણી છતાં પણ,
કમળપત્રની જેમ ક્યારનો કચવાયો છે!
રાખ વળી ગઈ તોય હજી ક્યાં કસને લે છે?
ધુમાડાની જેમ બિચારો ગૂંચવાયો છે!
અખબારોનાં ટોળાંઓમાં અક્ષર થઈને,
રોજ સવારે નાટક જેવું ભજવાયો છે!
માણસભીની મહેક નથી પણ અફવાઓ છે,
માણસ, માણસ વચ્ચે માણસ ખોવાયો છે!

શ્યામ સાધુ, કડિયાવાડ નાકા, જૂનાગઢ.



ઈન્દુલાલ ગાંધી, મનસુખલાલ ઝવેરી, ચન્દ્રવદન મહેતા,
કરસનદાસ માણેક, ચુનીલાલ મડિયા



યશવંત શુક્લ, મનસુખલાલ ઝવેરી

## ગઝલ

ખેતરો ભેગાં મળી ચિંતા કરે,
કે સડકનાં વ્હેણ બદલાયા કરે!

ભીંતમાંથી પણ પવન વાયા કરે,
શ્વાસ મારો તો ય રૂંધાયા કરે.

કાચ જેવો કાચ પણ તૂટે નહીં,
પત્થરો તો સતત અફળાયા કરે.

વેદના તેઓ મને સોંપી ગયાં,
ઘા બધાયે આજ રૂઝાયા કરે!

આંસું મારાં એક દી આપ્યાં હતાં,
એટલે આ સૂર્ય બૂઝાયા કરે!

આવતી દેખાય ના એક્કે નદી,
ને સમુદ્રો રોજ સૂકાયા કરે!

ફૂલ તેઓ સ્પર્શમાં મૂકી ગયાં,
ત્યારથી આ હાથ કરમાયા કરે!

એમનાં પગલાં ય ભૂંસાતાં નથી,
ને સડક તો રોજ મૂંઝાયા કરે!

– યોગેશ જોષી

તરસ્યુંના તોલ □ ભાનુપ્રસાદ પંડ્યા

વેળાની વાટ રૂંધી ઊભો વંટોળિયો ને
ડમરીના બુરજ બંધાવે
ઊકળેલું આભ આવી સીમાડે સીમાડે
સાયરના ચાળા પડાવે!
નીરની નાતેદાર વેળુ ભેખડના ચગળી
પડછાયા દિન કાટે,
ખેતરની ધૂળ કૈંક ખરીઓની પછવાડે
પીગળતાં પગલાંને ચાટે!
અડોઅડ સૂતેલાં છાપરીનાં નળિયાંને
નીંભાડો યાદ ફરી આવે!
પીંછાના પુંજમાં ભડભડતી હાંફની
વરાળ થકી ચાંચ ગઈ ખૂલી,
પોલાં તે પોપચાંને ઢળતે પડાળ જરી
ભમરીથી નીંદ રહી ઝૂલી!
ઊભી પરબડી ત્યાં પ્યાલાને ત્રાજવે
તરસ્યુંના ભારને તોળાવે!
વેળાની વાટ રૂંધી ઊભો વંટોળિયો ને
ડમરીના બુરજ બંધાવે!

---

ભાનુપ્રસાદ પંડ્યા, એલ/૯૦, હાઉસિંગ બોર્ડ કોલોની કાલાવડ માર્ગ, રાજકોટ.

કવિતા

એક તીં– □ પ્રતાપસિંહ રાઠોડ
–'સારસ્વત'

ગોફણમાં ચકલાં ઉડાડયાં તો જાણ્યાં
પણ કાળજાં ઉડાડયાં એક તીં !
કોરાંધાકોર જોયાં ચોમાસાં કૈંક
લૂના વગડા પલાળ્યા એક તીં !
ઓઠે બેસીને અલ્યા, દરિયો ડોળાય
બોલે ભર રે બજાર એવું કુણ ?
ખેતરને ખૂણે તો સૌએ મલકાય
ઊભી વાટે ઝલકાય એવું કુણ ?
ઘરના થાળાની બધા ઉંદરી નચાવે
પાળી વનની કુવેલ એક તીં... ગોફણમાં૦
મહુડાં વીણાય વળી આંબા વેડાય
બોલ–બોરાં ઉતારે એવું કુણ ?
વેલ્યમાં બેહારી તો પૂણિયાય લાવે
ઊભાં બેડાં ઉતારે એવું કુણ ?
રૂંવાંમાં ગોફણ તો ફૂડાં થઈ ફૂટી
એવી માયા લગાડી એક તીં ! -ગોફણમાં૦

---

પ્રતાપસિંહ હ. રાઠોડ, 'સારસ્વત' મુ. પો. સીતવાડા, તા. પ્રાંતિજ, જિ. સાબરકાંઠા.

ડીડિયારાએ □ ભગવતીકુમાર શર્મા

હડસેટમાં લીધા અમને હોંકારાએ;
શ્વાસ અમારા વેર્યા રે ડીડિયારાએ.

ગઢ ભાંગીને ભુક્કો, ઝુમ્મર ઝળાહળતું;
હુક્કાને જીવતો રાખ્યો અંગારાએ.

પડી સાંઢણી રેતી પર અડિયલ થઈને;
રણને હંકારી મૂક્યું વણજારાએ.

જળ તો ડાહ્યાંડમરાંને કાંઠા નિર્દોષ,
કર્યો કોળિયો હોડીનો હેલ્લારાએ.

મસાણ–કાંઠે હોટલમાં દેશી દારૂ;
જીવવું–મરવું 'હા'–'ના'ના ડચકારાએ.

□

કવિપ્રેમ □ મણિલાલ પટેલ

સ્હેજ માટી સૂંઘી
તો પગમાં ખેતર ચચર્યું
એક તણખલું તોડયું ત્યાં તો
મારા હાથ પર ઊગી ગયું શેઢાનું ઘાસ
ચાખ્યું બીજ એક જ ને
લચી પડયું મોલ ભરેલું ખેતર –
છાતી વચ્ચે !
તમે મને ચાહ્યો જ હશે
નહીં તો
શબ્દનું હળ જોતરીને
મને હજીય કોણ ખેડી રહ્યું છે....?

---

ભગવતીકુમાર શર્મા, દેસાઈ પોળ, ડૉ. એની બિસન્ટ રોડ, સુરત.

કોરી ભીનાશ ☐ મેઘનાદ ભટ્ટ.

મારા ગામમાં વરસાદ આવી ગયો છે
શર્વરી!
સદ્યસ્નાતા વૃક્ષો છુટ્ટે હાથે
લીલેરી ભાષાની લ્હાણ લૂંટાવે છે આજે
બધું જ જ્યારે ભીનું ભીનું થઈ ગયું છે
ત્યારે લપસણી કાંઈ ભૂલ કરી નાખવાનું
મન થઈ જાય છે, શર્વરી!
પણ
'વિરહ' નામના તારા દૂરના નિર્જન ગામમાં
'શર્વરી' નામના પાંખ વિનાના પંખીએ બાંધેલ
આંસુના એ ઘરમાંથી સરી જતો ઉષ્ણ નિશ્વાસ
વર્ષાની આ મારકણી ભીનાશમાંય
મને કોરો ને કોરો રાખે છે, શર્વરી.

મન્દાકિની નદી ☐ વાલ્મીકિ ☐ સુરેશા મજમુદાર

નદીમાં વાયુના વેગે કંપતી ડાળ વૃક્ષની,
વર્ષાવે પાંદડાં વૃક્ષો, લાગે નૃત્ય કરે ગિરિ

મણિ શાં ક્યાંક છે નીર, ને રેતી ક્યાંક દિસતી,
વસે સિદ્ધજનો એવી, જુઓ મન્દાકિની નદી

કરી બાજુ પરે સીતા! શ્વેત ને રક્ત પદ્મને,
સખી માની સરિતાને, કરે સ્નાન નદી મહીં

પુરવાસથકી વ્હાલું, વ્હાલું દર્શનથી તમ,
માનું મન્દાકિનીનું ને દર્શન ચિત્રકૂટનું.

---

સુરેશા મજમુદાર ૧૦–મિલન બિલ્ડિંગ દીક્ષિત રોડ વિલેપાર્લા-ઇસ્ટ મુંબઈ ૫૬
મેઘનાદ ભટ્ટ, ૩ સહકાર, તેલી ગલી ( ગાર્ડનની સામે ), અંધેરી ( ઈસ્ટ ), મુંબઈ ૪૦૦ ૦૬૯

છોડવા □ પન્ના નાયક

ઘરમાં બારે માસ પ્રાણ પૂરતા
આ છોડવા—
કેવી સરસ સંભાળ રાખી શકીએ છીએ એમની:
રખેને
એમની નસોમાં વહેતું લોહી સ્થગિત થઈ જાય...
એમનું લીલું હાસ્ય પીળું પડી જાય...
ટટાર ઊભી રહેતી કાયા અકાળે બેવડ વળી જાય...
ના, એવું ક્યારેય ન બને એની તકેદારી રાખીએ છીએ.
એમને માટે સમય મળી જ રહે છે—
વાત કરવા ટેવાયેલાને આપણે ફુલવતા નથી...
વ્હાલ વિના ટટળાવતા નથી...
દિલ બહેલાવવા સંગીતવિહોણા રાખતા નથી...
ગોઠવીએ છીએ એમને રંગબેરંગી કૂંડાંમાં
અને
સજી દઈએ છીએ એમના મનગમતા macrome ના શણગાર...
એમના જીવનની સિંચાઇ માટે જરૂરી
'miracle-gro' ખવડાવીએ છીએ
અને પાતાં રહીએ છીએ રોજ પાણી...
સદાય મ્હોરતા
આ છોડવા જ
હકીકતમાં છે જીવંત વ્યકિતઓ
અને આપણે તો
કદાચ
એમની આસપાસ પડી રહી વણવિકસતી વસ્તુઓ... !

---

Naik Panna, 9034 Lykens Lane, Roxboro, PHILLADELPHIA-Pa 19128. U.S.A.

એક જ સોનાના જુદા ઘાટ છે.
નામ રૂપ બેઉ જૂઠ.
તમે તો મુગટ મારા નાથનો,
અમે એના પગનું અંગૂઠ.
બાકી તો તમમાં કે અમમાં ભેદ નૈ.

તમે તો બડભાગી ગોકુળ શેરિયું,
અમે વનરાનાં વન
તમે તો વેણુના સ્વરના વાહકો,
અમે નિસ્તળ ગગન, બાકી તો૦

તમે તો હરિની ઝાલર આરતી,
અમે તો ઢળતાં નયન.
તમે તો ઋચા વેદપુરાણુની,
અમે વાગોળતાં મન. બાકી તો૦

તમે તો ધજા થઈ સુંદર શ્યામની
જગમાં થયા છો પરમાણુ.
અમારા, પામીને હરિનો ઊબરો
હરખે ગળી ગયા પ્રાણ. બાકી તો૦

તમે તો તમે થઈને વિસ્તર્યા,
અમને અમારી થઈ હાણ.
તમે તો રહ્યા, ખોવાયા અમે,
ક્યાં ? એ મુકુન્દને જાણ. બાકી તો૦

---

મુકુન્દરાય પારાશર્ય, ૧૧૯૪, ભરતકુંજ, કૃષ્ણનગર, ભાવનગર.

છૂટકારો □ ગેવિન એવર્ટ □ : શકુન્તલા મહેતા

અમુક સમય પછી તો બધી જ પત્નીઓ, જ્યારે
ધણી મરણ પામ્યો હોય, કે તેનાથી છૂટો પડયો હોય અને દીકરા-દીકરાઓ
પોતાને રસ્તે પડી ગયાં હોય ત્યારે,

તેઓ હાશ! નિરાંતનો શ્વાસ લે છે-કહો કે હવે તેનો પુનર્જન્મ અને નવું જીવન શરૂ થાય છે.
"પૉટરી" ના વર્ગો ભરી શકે છે, જુવાનિયાઓનો માદક સંગ માણી શકે છે,
પોતાની બહેનો સાથે (કોઈ પણ તાણ વિના) રહેવા જઈ શકે છે, ફૂલ છોડ ઉછેરી શકે છે
અથવા જલસામાં જઈ શકે છે.

તેઓ ફરી એક વાર મુક્તિ અનુભવે છે, તેમને હવે કદીય
સ્વાર્થી કુટુમ્બીજનો માટે ગુલામી નહીં કરવી પડે.
હવે ઝંખેલું નંદનવન તેમને મળ્યું છે.
પત્નીના શબ્દકોષમાં પતિ એટલે ઘોરતો, નસકોરતો, કંટાળો આપતો,
લઢકણો, પીધેલો, ગંદોગોબરો—આ બધાં અચ્છાં અચ્છાં વિશેષણો છે.
દીકરીઓ ફૂવડ અને દીકરાઓ વ્યભિચારી
પણ હવે, હવે તેને તે કોઇની ચિંતા નહીં કરવી પડે
તેમની ફરજ પૂરી થઈ છે. હવે તે સ્વતંત્ર છે! આ મુક્તિ કેટલી અદ્દભુત છે!
તેમને ઘણી વાર હજી ય આશ્ચર્ય થયા કરે છે કે તેમણે લગ્ન જ શા માટે કર્યાં!

---

શકુન્તલા મહેતા, એસ. એન. ડી. ટી., યુનિવર્સિટી ક્વાટર્સ, ૬ ઠે માળે, પાટકર હૉલની ઉપર, નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ ૪૦૦ ૦૦૨

☐ પ્રકાશ દવે

ગોકુળનાં વાંસવનમાંથી
આવતી વાયુની લહેરખીમાં
ક્યાંય વેદનાનો સૂર સંભળાય
તો માનજો
કે
હવે ફૂલ ઉપર ઝાકળ નહીં, આંસુઓ બાઝશે.

સો–સો અપમાનો સહન કર્યા પછી પણ
સૂદર્શનચક્રની ગતિનો અણસાર
ક્યાંય આવે
તો માનજો
કે
સૂરજ–ચંદ્ર અને તારા આગિયાના અવશેષ સિવાય કાંઈ જ નથી.

એકાદ ખરી પડેલા કાંટામાંથી પણ
ક્યાંય ગુલાબ ખીલી ઊઠે
તો માનજો
કે રાધાની આંખ ક્યાંક દટાયેલી હશે.

ઘાસના અંકુર ફૂટતાંની સાથે
જો
દૂધની સરવાણી ફૂટે
તો માનજો
કે
ખાંડણિયે બાંધેલા છોકરાની વેદના ગાયનાં આંચળમાંથી સરી પડી હશે.

---

પ્રકાશ દવે, ૩૮/૩, નવયુગ નગર ફ્રેરજેટ હીલ રોડ, મુંબઈ-૪૦૦ ૦૩૬.

સોગંદ □ અમૃતા પ્રીતમ □ ભાનુ શાહ

(પંજાબી કવિતા)

વેદનાની રેખાઓથી અંકિત
મારી હથેળીમાં સોગંદનું શિવાલય છે;
શ્રદ્ધાની રેખાઓ
વર્ષોની રેખાઓને અતિક્રમી જાય છે.

તમે પૂછો છો
મારો પ્રેમ કેટલું લાંબું જીવશે.
પ્રેમને વાણીની ટેવ ન પાડો,
કારણ કે હજુ લગી સાંભળતાં કોને આવડ્યું છે?
પ્રેમ તો શબ્દની શ્રી વિના સમૃદ્ધ બને છે.

આ શરીર છે તો મારો શ્વાસ છે
ક્યારે અટકશે તે કહેવાય નહીં.
પણ કાળના વૃક્ષ પર
આપણા પ્રેમની લિપિ
કદીય ભૂંસાશે નહીં.

હીર એ લયલાની નકલ નથી
કે નથી મજનૂ રાંઝાની નકલ
પ્રેમ કદી પોતાની કથાને દોહરાવતો નથી–
તેનું દરેક પાનું લીલું અને અપૂર્વ હોય છે.

વેદનાનાં તીર
મારી હથેળી અને આંગળીનાં ટેરવાંને વીંધે છે:
પણ ચીરાયેલા છેડાઓમાં ક્યાંક
એક આશા જીવવા માટે વલખું મારે છે.

હું ગુલાબી સવારના સોગંદથી કહું છું કે
ચિનાબનાં મોજાંમાં મારો અંત નથી.

વેદનાની રેખાઓથી અંકિત
મારી હથેળીમાં સોગંદનું શિવાલય છે;
શ્રદ્ધાની રેખાઓ
વર્ષોની રેખાઓને અતિક્રમી જાય છે.

---

ભાનુ શાહ, એસ. એન. ડી. ટી. યુનિવર્સિટી ક્વાટર્સ, છઠ્ઠે માળે, પાટકર હોલની ઉપર, નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ-૪૦૦૦૨૦.

## એક કાવ્ય □ જયદેવ શુક્લ

મારા હાથ પરના
તામ્રવર્ણી તડકાના રેલાને
અદેખા બાળક જેવી
સાન્ધ્ય હવા
રૂમાલ ફેરવી લૂછી નાખે છે...
લચી પડેલાં
તમાકુનાં ખેતરોથી
લીલાં-જાંબલી બનેલાં હવાનાં મોજાંનો પર
દોડી આવે છે
કાળિયાર હરિણોનાં ટોળેટોળાં....
એક હરિણ-શાવકના શિંગડાની અણી પર
ઊંચકાઈને
પાંખ ફફડાવી ઊડે છે
મારી ઊંઘતું મેઘધનુષી પતંગિયું...
પતંગિયાની પાંખ પરથી
ખરી પડતા
ચન્દ્રને
ઠાલવી લે છે
પારિજાત સાથે વિશ્રમ્ભતાં
ઝાકળબિન્દુઓ....
હું કાળિયાર હરિણોનાં
પગલાંના પડઘાઓને
પંપાળ્યા કરું છું
મારા હાથ પરથી
લૂછાઈ ગયેલા તડકાના
તામ્રવર્ણી રેલાને
શોધ્યા કરું છું...

## બગાસું □ સુરેશ દલાલ

ટ્રેન આવી
પડદા હાલ્યા
ટાંકીઓ ભેગી થઈ
કબાટનો કાચ બોલ્યો
થરમોસ થીજ્યું
પંખીઓ અને ટૂથબ્રશ
ફ્લાવરવાઝમાં ગોઠવાયાં
સીડી ચાલવા માંડી
સિલિંગ ફેન ભમરડો થઈ
ઘૂમવા લાગ્યો.
આકાશે વાદળનો બુરખો પહેર્યો
બારીને મોતિયો આવ્યો
રાત રડી પડી
તાળાકૂંચીએ ગીત ગાયાં
ચોપડીઓ ઝાડ પર ચડી ગઈ
અને નિરક્ષર ઈશ્વરે બગાસું ખાધું

---

જયદેવ શુક્લ
આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, સાંવલી (જિ. વડોદરા)

દાદાનો હૉસ્પિટલ નિવાસ અને હું ☐ પ્રબોધ જોશી

(સમય : માર્ચ ૧૯૭૪નો)

રાતના ૧૨–૪૦. નર્સના આંટા ફેરા. રૂમનું વધતું-ઘટતું ટેમ્પરેચર. ઇન્જેક્શનની સિરિન્જમાં પરોવાતું જતું ધ્યાન. ટપોટપ ઍમ્બ્યુલન્સ વાનો આવવા લાગે ને આવતી કાલનાં છાપાંમાંનું 'ટેન્શન' દેખાવા લાગે. હાંફની વધ-ઘટ વચ્ચે સવાર પડે ને સામેની અગાશીએ કોઈ બાળકના રડમસ ચહેરા જેવો ઝાંખો સૂરજ ચઢવા લાગે. ઘેનનું ઇન્જેક્શન સહસા ઊતરી ગયું હોય એમ હૉસ્પિટલ સફાળી બેઠી થઈ જાય. દૂધવાળાઓ, ચાવાળાઓ, સ્વીપર્સ, સફેદ વસ્ત્રોની ફરફર જોતો રહું ને નિઃસહાયતાની ચાદર સ્હેજ નજીક ખેંચું...

**અને એક દિવસ એટલે કે ૩ માર્ચ ૧૯૭૪**

પ્રવેશતાં વેંત બારી પાસે તાજો જ પ્રગટાવેલો દીવો મારું ધ્યાન ખેંચી રહે. મારી નજર સમક્ષ મેં સાંભળેલી બધી જ વિધિઓ તરવરવા લાગે બધા–બધા જ પ્રયત્નો પર સફેદ ચાદરનું ઢંકાઈ જવું.

**વતનમાં એમની સ્મૃતિ**

ખડકીના ગોખલા આગળ એમના શબ્દો જોયા, એમણે કરેલો સાથિયો. તમાકુનું ભૂંગરાળું પડી રહેતું એ જગ્યા, જ્યાં તેઓ પાઠ કરવા બેસતા એ જૂના ઘરનો ઊંબરો, અને ફરી પાછું ખડકીના ગોખલામાં પડી રહેલું એમનું જૂનું પંચિયું, દેશી તમાકુ ભરેલો લીલો શીશો, પાણિયારે દોરેલા ગણપતિ પાસે પડી રહેતા પાટલા પર બેસી જમતાં જમતાં ક્યારેક કહેલી અમદાવાદની નવા–જૂની બધું, બધું જ યાદ આવી ગયું. મેડા ઉપર બારી પાસે પડી રહેલા ખાટલે એમની આદતે માથે ધોતિયાનો કકડો મૂકી આડો પડયો તો ખાસ્સી કલાકેક ઊંઘ આવી ગઈ.

હૉસ્પિટલના ત્રીજા માળના ખુલ્લા ગવાક્ષમાંથી જેની પ્રતીક્ષા કરું છું તે એમ્બ્યુલન્સ વાન થોડા સમયમાં આવી લાગે છે. એક ધબકતો દેહ, ઋષિ ચહેરો—સ્ટ્રેચરમાં લવાતો અને થોડા દહાડા કેડે લઈ જવાતો—જોઉં છું અને મને જૂના ઘરને પેહલે બેસતા, તમાકુનું 'ભૂંગળાળુ' ફૂંફોસવા માટે ખિસ્સામાં હાથ નાખતા, ઊતાવળમાં બંડીનાં બટન બંધ કરવાનું ભૂલી જતા અને ઊંધી ટોપી પહેરતા, ગુનગુન પાઠ કરતા શિવ મહિમ્નસ્તોત્રનો, બપોરે પીઠ ફેરવીને આડા પડતા, જોરજોરથી બૂમો પાડીને મને ઊઠાડતા મારા દાદા યાદ આવ્યા—એમનો ફોટો સાફ કરતાં. એમાં મારું પ્રતિબિંબ દેખાય છે અને એમની સાથે રહેલા મને મળવા હું એકાએક દોટ મૂકું છું તો ઠેસ વાગે છે અને ફસડાઈ પડું છું–આ લિસ્સા કાગળ પર.

☐ પન્ના નાયક

અત્યાર સુધી
ઉછાળા મારતી
અનંતતામાં ખેલતી
માછલીનો
તરફડાટ
જુઓ, કેવો કિનારે શાંત સૂતો છે!
તમે હવે
ચેતનહીન સાગરની પૂજા કરો તોય શું?

મારો કર્મયોગ □ સુભાષ મુખોપાધ્યાય □ માલિની શ્રોફ

[બંગાળી કવિતા]

હું ઝંખું છું કે આ શબ્દો મુક્ત થાય;
હું ઝંખું છું કે પ્રત્યેક પડછાયો દેખતો થાય;
હું ઝંખું છું કે નિર્જીવ દૃશ્યો વ્હેતાં થાય.

મારે કવિ તરીકે ઓળખાવું નથી;
હું મરું ત્યાં લગી બીજાઓ સાથે
હાથમાં હાથ મિલાવીને ચાલવું વધુ પસંદ કરું.

એટલે હું મારી કલમને
ટ્રેક્ટરની લગોલગ મૂકું
ત્યારે કહી શકું કે:

મારું મૃત્યુ થાય એ પહેલાં
મને પ્રકાશ આપો.

એકરાર □ મણિલાલ પટેલ

મારા કંઠમાંથી
લાલ લાલ શબ્દપંખી સ્હેજ પાંખ-
ફફડાવે ત્યાં જ
તારાં ટેરવાંમાં આંબો ઊગતો જોયો,
ને
મારી આંગળિયોમાં વલખી ઊઠી કોયલ
તારી છાતીમાં ભરેલું
કમળ-તળાવ
હવે મારી આંખોમાં ચમકે છે!

સહાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

કાવ્ય તથા કાવ્ય વિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખશ્રેણી

કાવ્યનું સંવેદન: હરિવલ્લભ ભાયાણી. આ૦૧, ૧૯૭૬. પૃ૦ ૨૧૮; મૂલ્ય: રૂ. ૧૪-૫૦. પ્રકાશક: આર. આર. શેઠની કંપની મુંબઈ- ૨; અમદાવાદ-૧.

ડૉ. હરિવલ્લભ ભાયાણી એક સમર્થ ભાષાવિદ હોવા ઉપરાંત પ્રાકૃત-જેવી પ્રાચીન ભાષાઓના તો સમર્થ વિદ્વાન છે જ; પણ એ ઉપરાંત પણ એઓ માત્ર અર્વાચીન ગુજરાતીના જ ભાષાસાહિત્યના નહીં, દેશવિદેશની સાંપ્રત સાહિત્યિક વૃત્તિ-પ્રવૃત્તિના પણ એટલા જ સન્નિષ્ઠ અને રસિક અભ્યાસી છે. એના ફલસ્વરૂપ એમણે પ્રસંગોપાત જે કંઈ વાંચ્યું વિચાર્યું અને લખ્યું હોય એનો આપણને વારંવાર લાભ મળતો જ રહે છે. એથી એઓ જ્યારે જ્યારે પ્રસંગ મળે છે ત્યારે આપણી વિવેચન-ભાવન દૃષ્ટિને, એના સ્થિતિજાડ્યને ટકોરતા ટપારતા અને સમાર્જતા રહે છે. પશ્ચિમમાં વિવેચનમાં જ્યારે કેટલીક ક્રાન્તિઓ આવી ગઈ ત્યારે હજી આપણું વર્તમાન વિવેચન મોટે ભાગે રોમેન્ટિક યુગની પરંપરામાં જ ફસાયેલું પડ્યુ રહે અને આપણાં વિવેચનનાં ઓજારો બુઠાં જ રહે એ એમને ઈષ્ટ ન લાગે એ સ્વાભાવિક છે. એઓ પ્રસ્તાવનામાં કહે છે: 'વિવેચન કરવું એટલે શું કરવું તે શા માટે કરવું અને કઈ રીતે કરવું એ મૂળ-ભૂત પ્રશ્નોને આટલા મોટા પાયા પર આપણે ત્યાં સાહિત્યનું અધ્યયન અધ્યાપન થતું હોવા છતાં, સુખદ અપવાદો બાદ કરતાં, ભાગ્યે જ કોઈ ચર્ચાયોગ્ય ગણે છે. આને આપણા વિવેચનની મંદપ્રાણતા કે દારિદ્ર્યનું કારણ ગણવું કે પરિણામ તે જાણકારો વિચારે. ડૉ ભાયાણી એથી જ 'કાવ્યનો અનુભવ અને વ્યવહારનો અનુભવ' જેવા આપણા પ્રાચીન મતમતાંતરોની નવેસરથી ચર્ચા કરીને, 'પ્રતીક' 'મીથ' (પુરાણકલ્પન?) કે "લયની વ્યાખ્યા જેવી સાહિત્યસંજ્ઞાઓ જેવા વિષયોને માર્મિક રીતે સ્પર્શીને કે "વસંત વિજય' ની વસ્તુસંઘટના" કે એક "આસ્વાદસમીક્ષા" ૭૦ ની પોતાના આગવી રીતે આલોચના કરીને, પશ્ચિમના સાંપ્રત વિવેચનના પ્રવાહોનો - તદ્‌વિષયક લેખોના અનુવાદો કે સાર દ્વારા - ઉત્તમ પરિચય કરાવે છે. 'કાન્ત' ની ચર્ચા કરતાં એઓ રા. વિ. પાઠક, ભૃગુરાય કે નિરંજનનાં મંતવ્યોને ધ્યાનમાં રાખીને એની ચર્ચા કરે છે તો આ સમર્થ ભાષાવિદ્‌ની તીક્ષ્ણ નજરમાંથી કાન્તના 'સદય મૃદુ' કે, અનિલ બાળકો' જેવા બે શબ્દપ્રયોગો તો કેમ જ છટકી શકે?' 'અનિલ બાળકો' સાથે જ એમને હેમચંદ્રીય દુહાનો પેલો 'તિમિર ડિમ્ભ' શબ્દપ્રયોગ યાદ આવી જ જાય!

આમ, આખાય અભ્યાસપૂત ગ્રંથના ચારેચાર ખંડો ('સામાન્ય'; 'વિશેષ', 'કવિ, કૃતિઓ' અને 'અયન') અભ્યસનીય અને રસપ્રદ છે. તેમાંયે એનો ચોથો ખંડ

જેમાં આધુનિક પાશ્ચાત્ય વિવેચનામાં જે સાંપ્રત અભિગમો 'ભાષાવિજ્ઞાન અને સાહિત્યક ઈતિહાસ' વ. ચર્ચાઈ રહ્યા છે, તેનો પરિચય તો આજના કોઈ પણ જાગરુક અભ્યાસી માટે અનિવાર્ય છે.

'કાવ્યનું સંવેદન' સાહિત્યના સ્વરૂપ અને અનુભવને લગતી ખાણખોદ કર્યા વિના જેમનાથી રહેવાતું નથી તેમને માટે સાચે જ રસપ્રદ અને ઉપકારક છે.

**હયાતી** : (હરીન્દ્ર દવેનાં કાવ્યોનો સંચય): સંપાદન અને પ્રસ્તાવના: ડૉ. સુરેશ દલાલ, આ૦ ૧, ૧૯૭૭, પૃ૦ સંખ્યા: ૭૬+૧૪૮ = ૨૨૪.મૂલ્ય: રૂ. ૧૫-૦૦ પ્રકાશક: ચીમનલાલ લિટરરી ટ્રસ્ટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨; મુખ્ય વિક્રેતા: નવભારત સાહિત્ય મંદિર મુંબઈ - ૪૦૦ ૦૦૨.

કોઈપણ ઉત્તમ કવિનાં કાવ્યોનું સંપાદન એક દુષ્કર કાર્ય છે. એમાં સંપાદકે પોતાનાં તાટસ્થ્ય વિવેક અને સૌથીયે વિશેષ પોતાની કાવ્યસૂઝ સતત જાગ્રત રાખવાં પડે છે. પરંપરા અને નાવિન્યને એના સાચા પરિપ્રેક્ષ્યમાં નિચવીને એમાં રહેલા કાવ્યત્વને પ્રમાણવાનું હોય છે. અંગત રુચિ - અરુચિ ગમા—અણગમાને ઉતરડી નાખીને માત્ર કાવ્યપદાર્થનો જ પુરસ્કાર કરવા હોય છે. સહૃદયતા એક સન્નિષ્ઠ સંપાદકનો અનિવાર્ય ગુણવિશેષ છે.

સુરેશ દલાલનાં અત્યાર સુધીનાં આ પ્રકારનાં સંપાદનોમાં એ ગુણવિશેષ જોવા મળે જ છે. અહીં એની એક વધુ સુખદ પ્રતીતિ ફરી એકવાર વધારે સમર્થ રીતે થાય છે.

હરીન્દ્રનાં પાંચસોથી યે વધુ કાવ્યોમાંથી અહીં એકસોને બે ('આસવ' 'મૌન', 'અર્પણ', 'સમય', 'સૂર્યોપનિષદ' અને ત્યાર પછી રચેલાં કાવ્યોમાંથી સોળ) કૃતિઓનું સંકલન કરવામાં આવ્યું છે. એની પાછળ રહેલી સંપાદકીય દષ્ટિ સુરેશે સંગ્રહની પ્રસ્તાવના ''હરીન્દ્રની કવિતા' માં વિદ્વત્તાપૂર્ણ તલાવગાહી ચર્ચા દ્વારા સ્પષ્ટ કરી છે.

હરીન્દ્રની કવિતાની પશ્ચાદ્ભૂથી માંડી કવિની પોતાની અત્યાર સુધીની સમગ્ર કાવ્યયાત્રાનો એક સ-રસ સુરેખ નકશો આ કવિ - વિવેચકે આપણી સમક્ષ છતો કરી દીધો છે. કવિનો જીવન અને કાવ્ય પ્રત્યેનો અભિગમ પ્રકટ કરીને સંપાદકે એમનાં ગીત ગઝલ તથા છાંદસ - અછાંદસ કાવ્યોમાંથી પ્રકટતા એમના અવાજનો એના ધ્વનિપ્રતિધ્વનિ સહિત અનેક સંદર્ભો આપીને સુપેરે પરિચય કરાવ્યો છે - એના ગુણ અને દોષ સહિત. હરીન્દ્રએ ખેડેલા પ્રત્યેક કાવ્યપ્રકારની વિશદ ચર્ચા કરી એના પરિપ્રેક્ષ્યમાં એમની કવિતાને મૂકીને સંપાદકે સાંપ્રત ગુજરાતી કવિતાની ગતિવિધિને તો રેખાંકિત કરી જ છે. પણ સાથે સાથે કાવ્યપદાર્થની પલ આપણને પ્રેમથી ઓળખાણ કરાવી છે.

સાઠેક પૃષ્ઠોમાં વિસ્તરતી આ સુદીર્ઘ સંપાદકીય પ્રસ્તાવના એ અવિસ્મરણીય ફલશ્રુતિ છે. હરીન્દ્રની કવિતાની જેમ, એ સુરેશની કાવ્યસૂઝ અને વિદ્વતા સાથે પણ, એક નવો જ સઘન સુન્દર સંતર્પક સંબંધ બાંધી આપે છે.

માનો કે કલાકૃતિનું (અ) આશય અને (આ) ઐન્દ્રિય શરીર એવું વિશ્લેષણ આપણે કરીએ. આમાંથી દરેક અંગનું સ્વતંત્ર સંઘટના તત્ત્વ મળવું શકય છે ખરું? સગવડ ખાતર આપણે આ બે અંગેનો અલગ અલગ વિચાર કરીએ.

કલાકૃતિનું ઐન્દ્રિય શરીર એટલે કેવળ ઇન્દ્રિયો દ્વારા જેનો પરિચય થાય છે તે. સંગીતમાં નાદ ( sound ), કવિતામાં શબ્દોનો નાદ (verbal sound), ચિત્રકલામાં રંગ, રેખા, પ્રકાશ, છાયા, ઘનતા વગેરે બધાં ઐન્દ્રિય અંગોનાં ઉદાહરણો છે. સગવડ ખાતર આ ઐન્દ્રિય ઘટકોનો અર્થ બાજુએ રાખીને કેવળ આ ઘટકોનો જ વિચાર કરીએ. આગળના વિવેચનમાં ઘણી જગ્યાએ આપણે સાધન - સાધ્ય, આશય - અભિવ્યકિત એ સંકલ્પનાઓનો ઉપયોગ કર્યો છે, પણ હવેના સંદર્ભમાં ઘટક અને સંઘટના એ સંકલ્પનાઓનો ઉપયોગ કરવો ઉચિત રહેશે. જયારે વિશિષ્ટ આશય વ્યકત કરવો હોય કે આસ્વાદક પર વિશિષ્ટ પ્રભાવ પાડવો હોય ત્યારે આશય - અભિવ્યકિત, સાધ્ય - સાધન એ સંકલ્પના પ્રસ્તુત બને છે, પણ જયારે કેવળ વિશિષ્ટ ઘટકોનો બંધ તૈયાર કરવો હોય ત્યારે ઘટક અને સંઘટના એ સંકલ્પના પ્રસ્તુત ઠરે છે.

ઐન્દ્રિય અંગોનાં ઘટકોને પોતાની અલગ અલગ સુખદતા કે અસુખદતા હોઈ શકે. પરંતુ જયારે આ ઘટકોનું સંઘટન થાય છે ત્યારે સંઘટિત થયેલા ઘટકો પ્રત્યેક, અલગ અલગ રૂપે કેવા છે એ વિચાર ગૌણ બને છે. દા. ત., સ્વતંત્ર રીતે કર્કશ હોય એવો અવાજ પણ કોઈ કાવ્યપંકિતમાં શોભી ઊઠે છે. આનો અર્થ એ કે ઐન્દ્રિય ઘટકોની સંઘટના વિશે વિચાર કરતી વખતે ઘટકોની સુખદતા કરતાં નિરાળું એવું કોઈક તત્ત્વ પ્રયોજવું પડે છે.

અહીં લયતત્ત્વ ( rhythm )નો વિચાર કરવો પ્રસ્તુત થશે. લયતત્ત્વ વિશે સહજ સૂઝે એવો વિચાર એટલે તેમાં અનુસ્યૂત રહેલા પુનરાવર્તનની (recurrence ) સંકલ્પના. કોઈક ઘટકનું નિયમબદ્ધ પુનરાવર્તન થાય ત્યાં લયબદ્ધતા છે, એમ સામાન્ય રીતે માનવામાં આવે છે. ઋતુઓના ફેરફારમાં એક પ્રકારની નિયમબદ્ધતા હોય છે; દિવસ અને રાત એ ફેરફારમાં પણ નિયમબદ્ધતા જણાય છે. એ જ રીતે ચંદ્રની વૃદ્ધિ અને ક્ષય, સાગરની ભરતી અને ઓટ વગેરેમાં પણ તે જણાય છે. આપણા જીવનનો વિચાર કરીએ તો આપણા શ્વાસોચ્છવાસ, હૃદયનું સ્પંદન, આપણા જીવનનો જન્મ, વૃદ્ધિ, નાશ એવો ક્રમ એ બધી બાબતો નિયમબદ્ધ પુનરાવર્તનનાં જ ઉદાહરણો છે. ઘણીવાર

આને લયતત્ત્વનાં ઉદાહરણો માનવામાં આવે છે, પણ વાસ્તવમાં તેમને લયતત્ત્વનાં ઉદાહરણો કહી શકાય નહીં. આનું કારણ એ કે લયતત્ત્વમાં અનુસ્યૂત એવી સર્જકની સ્વતંત્રતા તેમાં જણાતી નથી. લય એટલે કેવળ પુનરાવર્તન નહીં. સમાન ઘટકોના પુનરાવર્તનમાં સમાન ન હોય એવાં ઘટકોનો સમાવેશ થયા વિના લયતત્ત્વનો આવિષ્કાર થતો નથી. સમાનતા કે સાધર્મ્યની સાથે અસમાનતા કે વૈધર્મ્ય પણ હોવાં જોઈએ. નિયમબદ્ધતાની સાથે સાથે સર્જનશીલતાની સ્વતંત્રતા પણ હોવી જોઈએ. જ્યાં સર્જકતા ન હોય, ફેરફાર ન હોય, ત્યાં માનવઆત્માનો સ્પર્શ થયો નથી, એમ કહી શકાય. તેથી મેટ્રોનમની ટકટક સમાન કાલખંડ દર્શાવતી હોય તો પણ તેને લયતત્ત્વનું ઉદાહરણ કહી શકાય નહીં. પણ તબલા પર વગાડેલો તાલ લયબદ્ધ કહેવાય કારણ કે તેમાં સર્જકતા હોય છે. તાલ પણ સમાન કાલખંડ દર્શાવે છે, પણ તેમાં કાળના ટુકડા સરખા ઘટકધ્વનિથી ભરેલા નથી હોતા. તેમાં વૈવિધ્ય હોય છે.

"સંગીતનું સૌન્દર્યશાસ્ત્ર" નામના પોતાના પુસ્તકમાં પ્રા. અશોક રાનડેએ લયની ચર્ચા કરી છે તે આ સંદર્ભમાં ઉદ્‌બોધક થશે. તેમણે પ્રથમ 'ઉત્કંઠા વિસર્જન એટલે લય' એ સુસન લૅંગરના અને 'લય એટલે સ્થિતિમાં ફેરફાર' એ પ્રભાકર પ્રાધ્યેના સિદ્ધાંતની છણાવટ કરી છે. આ સિદ્ધાંત પ૰ રાનડેએ પહેલો આક્ષેપ એમ કર્યો કે સ્થિતિમાં ફેરફાર અને ઉત્કંઠાવિસર્જન એ ઘટના કોઈપણ હલનચલનમાં અંતર્ભૂત રહેલી ગતિમાનતાનું કેવળ પરિણામ છે. એ કલાવ્યાપાર પૂરતી મર્યાદિત નથી. બીજો આક્ષેપ એ છે કે આ સિદ્ધાંતની મદદથી સારા દરજ્જાના અને સામાન્ય દરજ્જાના કલા–આવિષ્કારમાં ભેદ કરી શકાતો નથી. લયતત્ત્વની વ્યાખ્યામાં પુનરાવર્તન અને નિયમિતતાનો સમાવેશ થવો જોઈએ એ તેમને માન્ય છે, પણ તેમની સાથે સાથે સર્જકતાનો પણ સમાવેશ કરવો આવશ્યક છે, એમ તેઓ કહે છે, તેથી તેમણે લયની આ પ્રમાણે વ્યાખ્યા આપી છે: "લય એટલે સર્જક કેન્દ્રોનો નિયમિત પુનરુદ્‌ભવ." આ પછી આ વ્યાખ્યાના સમર્થનમાં સ્વર અને કાળના સ્તરે લયના અવતરણમાં ઉદાહરણો આપ્યાં છે. તેમાંનું પહેલું ઉદાહરણ સપ્તકાંતરનું છે. "સપ્તકાંતર એટલે સ્તર બદલીને એ જ સ્વર પ્રયોજવો એક જ સ્વર કે સ્વર સમૂહ ત્રણે સપ્તકોમાં અવતરે તો સ્વરસંહતિનું કાર્યક્ષેત્ર ખૂબ વિસ્તૃત થાય છે આવિષ્કારનું ક્ષેત્ર વિસ્તરે છે. સ્વાભાવિક રીતે જ સર્જનની શક્યતા વધારવી અનિવાર્ય બને છે. "સ્વરના સ્તર પરના ત્રીજા પ્રકારના લયતત્ત્વના અવતરણનું નામ છે નિયમિત અનિયમિતતા. દરેક રાગમાં કેટલાક સ્વર લેવાના હોય છે અને કેટલાક છોડવાના હોય છે, પણ ક્યારેક કોઈક કલાકાર રૂઢિ પ્રમાણે છોડી દેવામાં આવતા સ્વરને વચ્ચે વચ્ચે કુશળતાપૂર્વક યોજતો જણાય છે; અને તેથી સમગ્ર આવિષ્કાર વિશિષ્ટ

રીતે ઉજ્જવળ થયેલો દેખાય છે." "વર્જ્ય... સ્વરોનો ઉપયોગ, હંમેશાં એનું ભવિષ્ય વર્તી શકાય એટલો નિયમિત નથી હોતો ... વિશિષ્ટ રાગથી કે સૂરની બાંધણીથી નિર્માણ કરેલા વાતાવરણમાં ખૂંચે ને પારકો લાગે એટલો તે અનિયમિત પણ નથી હોતો." આ નિયમિત અનિયમિતતાને કારણે ગાવામાં નવીનતા અને ઉત્સ્ફૂર્તતા આવે છે. આને લીધે જ શ્રોતાની આસ્વાદપ્રક્રિયામાં પણ યાંત્રિકતા નથી આવતી, અને તે કુશળતા ભરી અને જીવંત થાય છે.

અહીં એક બાબતનો ઉલ્લેખ કરવો જોઈએ. પ્રા. રાનડેએ લયતત્ત્વમાં નાજુક અને જીવંત નિયમિતતાને પ્રાધાન્ય આપ્યું છે અને તે યોગ્ય જ છે. કાન્ટે પણ બરાબર આ જ ગુદ્દા પર ભાર મૂકયો હતો... તેનું વાચકોને સ્મરણ હશે. કાન્ટે પોતાના વિવેચનમાં 'નિયમરહિત નિયમિતતા', 'હેતુશૂન્ય હેતુપૂર્ણતા' એ સંકલ્પનાઓને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. રાનડેના વિવેચનમાં કાન્ટે ઉલ્લેખેલી નિયમિતતાને સ્થાન છે. 'નિયમરહિત' શબ્દ દ્વારા કાન્ટે જે અંગેનો નિર્દેશ કર્યો છે તેને ઉદ્દેશીને રાનડે 'સર્જકતા' શબ્દ વાપરતા હોય એમ લાગે છે બંનેને નિયમિતતા અને ઉત્સ્ફૂર્તતાનો સંયોગ અભિપ્રેત છે. વિશ્વચૈતન્યવાદીઓની 'વિશેષસંપૃકત સામાન્ય' અથવા 'અનેકતામાં એકતા' એ સંકલ્પનાઓમાં પણ રાનડેને જોઈએ છે તે સંયોગ મળી શકે. કારણ કે આ અનેકતા પૂર્ણપણે સરખાં હોય એવાં ઘટકોની અનેકતા નથી હોતી. તેમાંનાં ઘટકોમાં સ્વભાવવૈચિત્ર્ય હોય છે, એવું વિશ્વચૈતન્યવાદીઓએ ગૃહીત ધર્યું છે.

ડયુઈએ અનુભવનું વિશ્લેષણ કર્યું છે તેનો પરિચય આપણે કરી લીધો છે. એ વિશ્લેષણ અહીં મહત્ત્વનું થશે. અનુભવમાં ક્રિયાપ્રક્રિયાઓનું સ્પંદન ચાલુ હોય છે. બદલાતી પરિસ્થિતિ પ્રાણીઓ પર કંઈક અસર કરે છે, એની પ્રતિક્રિયારૂપે પ્રાણી પરિસ્થિતિમાં ફેરફાર કરે છે. બદલાયેલી પરિસ્થિતિની એના પર ફરીથી અસર થાય છે અને તે ફરીથી પરિસ્થિતિ બદલે છે. આ સ્પંદનની વિશિષ્ટતા એ છે કે પ્રાણીનું દરેક કાર્ય પહેલાં થયેલા સ્પંદનથી સંસ્કારિત થયેલું હોય છે, જે બન્યું અને ઘડવામાં આવ્યું તેનું સંચિત લઈને જ પછીનું સ્પંદન ચાલુ થાય છે. પૂર્વસંચિતની આ સંકલ્પના લયતત્ત્વની ચર્ચામાં મહત્ત્વની છે. લયબદ્ધ રચનાના કોઈ પણ ઘટકમાં પહેલાંના સ્પંદનોનું સંચિત હોય છે પણ કેવળ આટલું જ કહીએ તો ન ચાલે. કારણ કે પછી આવનારા ઘટકોનું સૂચન પણ એમાં કરવામાં આવ્યું હોય છે. પહેલાં થઈ ગયેલાનું સંચિત અને પછી જે થવાનું છે તેનું સૂચન દરેક ઘટકમાં થાય એવી આ યોજના હોય છે. આ જ મુદ્દો બીજા શબ્દોમાં રજૂ કરવો હોય તો એમ કહી શકાય કે ગાયક ગાતો હોય ત્યારે લયબદ્ધ ઘટકોની એક સ્વયંપૂર્ણ, વિશેષસંયુક્ત સમષ્ટિ તૈયાર થતી હોય છે.

સંગીત અને સાહિત્ય વગેરે બીજી કલાઓ વચ્ચે એક મહત્ત્વનો તફાવત એ છે કે બીજી કલાઓને પ્રત્યક્ષ જીવનમાં જ સ્વયંપૂર્ણ સમષ્ટિ (બીજરૂપમાં પણ) મળી શકે છે. લૌકિક જીવનની ઘટનાઓ વિશે બોલતાં આપણે 'ન્યાયપૂર્ણ' વગેરે વિશેષણો વાપરીએ છીએ, તે આ જ કારણસર સાર્થ થાય છે; પણ ગાયન બીજરૂપમાં યે માનવ-વિશ્વની બહાર સાંભળવા મળતું નથી. કવિ ગમે તે કહે, કોયલ 'તાન પર તાન' લેતી નથી; કોયલના તથાકથિત 'ગાન'માં એકવિધતા જોવા મળે છે. પક્ષીઓનો કલ-કલ, ઝરણાંનો નાજુક ખળખળાટ સુખદ અને મધુર હોય છે; પણ એતેમાં 'ગીત' નથી હોતું. એનો અર્થ એ કે સંગીતનું વિશ્વ ફક્ત માનવનિર્મિત હોય છે, અને તેથી જ એને પૂર્ણપણે સ્વયંપૂર્ણ બનાવી શકે છે. જેની સાથે લૌકિક વિશ્વનો ક્શો પણ સંબંધ નથી એવી સ્વયંપૂર્ણ પ્રતિસૃષ્ટિનું નિર્માણ કરવું સંગીતમાં શક્ય હોય છે.

અત્યાર સુધી આપણે અર્થરહિત સંઘટના વિશે વિચાર કરતા હતા; પણ આવી સંઘટના સાથે અર્થ ભળે તો બે જુદી સંઘટનાઓનો અને તેમના સહકાર્યનો અથવા સંઘર્ષનો વિચાર આપણે કરવો પડે. તરાનામાં અર્થ નથી હોતો; ખ્યાલમાં એ હોય તોપણ તેને મહત્ત્વ મળે જ એવું નથી; નાટ્યગીત અને ભાવગીતમાં એ સારા એવા પ્રમાણમાં હોય છે. નાટ્યસંગીત અને ભાવગીતમાં અર્થ અને નાદ વચ્ચે સહકાર્ય હોવું જોઈએ, એવી અપેક્ષા સામાન્ય રીતે હોય છે. પણ હમેશાં એમ બને જ છે એવું નથી. ઘણી વાર અર્થને પ્રાધાન્ય મળે અને સંગીત અર્થપરિપોષક, રસપરિપોષક કરવામાં આવે છે; પણ કેટલીક વાર સંગીતપક્ષ એટલો પ્રભાવક બને છે કે અર્થવાહી શબ્દ તરફ ગાયકનું સંપૂર્ણ દુર્લક્ષ થાય છે.

(રા. ભા. પાટણકરના "સૌન્દર્યમીમાંસા" ગ્રંથના, ટૂંક સમયમાં પ્રકટ થનાર અનુ-વાદનો એક અંશ.)

પ્રિય સુરેશભાઈ,

શ્રી. મૈથિલીશરણ ગુપ્તના હિંદી કાવ્ય ‘યશોધરા’માં એક પ્રસંગ છે : યશોધરા બાળક રાહુલને ગૌતમ તથા દેવદત્ત વચ્ચે હંસ માટે થયેલા ઝઘડાની વાત કહે છે. ઝઘડો ન્યાયાલયમાં પહોંચે છે ત્યાં સુધીની વાત કહી અચાનક જ પૂછે છે, ‘ન્યાય પક્ષ લેતા હૈ કિસકા?’ – ‘સુન લૂં તેરી બાની!’ ‘તારો અભિપ્રાય તો સાંભળું!’ પણ રાહુલ કહે છે – ‘માં, મેરી ક્યા બાની? – મૈં સુન રહા કહાની!’

દસેક વર્ષથી નિયમિત રીતે, ‘કવિતા’ વાંચતો આવ્યો છું. પણ અચાનક જ તમે તે દિવસે મને ‘કવિતા’ના આ ૫૯મા અંકમાંના કાવ્યોમાંથી શ્રેષ્ઠ તારવી આપવાનું સૂચન કર્યું ત્યારે મને પણ આવું જ લાગ્યું– કવિતાનો રસિયો છું ખરો, પણ – ‘મેરી ક્યા બાની?’ છતાં યશોધરાએ રાહુલ પાસેથી અભિપ્રાય કઢાવ્યો, તમે મારી પાસે હા પડાવી.

કવિતા કલા છે, કસબ છે, (ક્યારેક એમાં કારીગરી પણ આગળ તરી આવતી દેખાય છે) કૌશલ તો એમાં જોઈએ જ. વળી હવે તો ટેકનિક – આયોજન, પ્રતીક, કલ્પન વગેરે ઉપકરણોનો પણ મહિમા વધ્યો છે. આ બધું ‘તપાસી’ કવિતાને નાણવા બેસીએ છીએ ત્યારે, એને માણવાનો રસ ઘણીવાર બાજુએ નથી રહી જતો? એનું અંતસ્તત્ત્વ ઘણીવાર સ્થાન ગુમાવી નથી બેસતું? વ્યવહારના શબ્દોને કાવ્યમાં જે વૈશિષ્ટ્ય પ્રાપ્ત થાય છે તેમાં કવિકર્મની કરામત પણ છે જ. પણ હું માનું છું કે કવિતા શબ્દના પાયાના અર્થમાં ‘કીમિયો’ છે. (અલ્પ કે સાધારણ કિંમતની વસ્તુઓના વિશિષ્ટ રાસાયણિક સંયોજનથી સોનું બનાવવાની પ્રક્રિયા તે કીમિયો). ઉપર્યુકત બધાં જ તત્ત્વોને ઓગાળી, એક રસ - રૂપમાં એનું એવું સંયોજન થાય એવો એ કીમિયો છે. સહૃદય ભાવકનું અસ્તિત્વ ઓગળી જાય, એ તેમાં અભિન્નતા અનુભવે, એ એની કૃતાર્થતા.

સારું હોવા – થવા માટે કાવ્યમાં અદ્યતનતા, નવીનતા, આધુનિક અભિગમ કે દ્રષ્ટિ હોવાં અનિવાર્ય નથી જ! તો, એનું પ્રણાલીગત કે પરંપરાગત હોવું એ જ એને અકાવ્ય ઠરાવવાની પૂરતી ભૂમિકા, આ દોષ દ્રષ્ટિ છે. આવા પૂર્વગ્રહપૂત વલણથી તાટસ્થ્ય જોખમાય છે જ! ઉદ્દિષ્ટ જો સ - રસ, સંતર્પક કૃતિનું જ હોય તો એ કોઈપણ પ્રકારમાં, સ્વરૂપમાં, પરંપરામાં શા માટે નીપજી ન શકે? સવાલ કવિના કૌવતનો છે, માત્ર કાવ્યદેહનો – તેનાં ઉપકરણો આભૂષણોનો નથી.

આ તો મારાં અંગત મંતવ્યો છે. આમાં વ્યકિતગત રુચિભેદને અવકાશ હોઈ શકે. પણ એ નિઃશેષ ઓગાળી શકાય એવું કદાચ ન પણ બને.

આકાર, પ્રકાર, દ્રષ્ટિ, અભિગમ, છંદોબદ્ધ, અછાંદસ વગેરે વૈવિધ્યથી સભર એવા આ અંકમાં (તમે મૂકેલી મર્યાદાવાળી કૃતિઓ બાદ કરતાં) 'સંપૂર્ણત:' સંતર્પક એવી તો કોઈ કૃતિ લાગી નથી. પરંતુ જે – જેટલી છે તેમાં ગમી જાય એવીયે ઠીક ઠીક છે. આમાં યે મને સૌથી વધુ ગમી છે શ્રી. બરકત વીરાણીની કૃતિ 'મૃત માતાને'!

મુખ્યત્વે તો ગઝલો માટે તથા ગીતો માટે જાણીતા ને માનીતા થયેલા શ્રી વીરાણીના આ અછાંદસ કાવ્યનું બંધાયેલું ગરવું પુદ્‌ગલ સુખદ આશ્ચર્ય છે. આટલાં ઊંડાણ આંબી જતું આ અસ્ખલિત વહેણ અંતરને અનાયાસ પરિપ્લાવિત કરી મૂકે છે.

બાળસુલભ મુગ્ધતા ને વિદગ્ધ કવિની પ્રૌઢિનું સુભગ સંયોજન સમગ્ર કૃતિને મીઠાશથી રસે છે. કંઈક શ્રદ્ધાંજલિ જેવો ધ્વનિ ઉપજાવતા અંત ભાગમાં, માને હાથે ખેંચાતી દોરીવાળા પારણામાં પોઢી, માના આત્માને, એ હાલરડું ગાય તે દ્વારા જ ઈશ્વર શાંતિ આપશે એવા સૂચનમાં સમાયેલા માના અખૂટ વાત્સલ્યના મુગ્ધકર પ્રતિસાદને દાદ દઉં છું.

'તારે તો મને માનવી બનાવવો હતો –' કૃતિની આ પાંચમી પંક્તિ નિરપેક્ષ રીતે જ ગૌરવાન્વિત ઉચ્ચતા સૂચવી શકે તેની તુલનામાં, પછીની પંક્તિના સંદર્ભમાં જે સૂચવાય છે તેમાં, એ આ ગૌરવ ખોઈ બેસે છે. અહીં, 'કવિ' ના મુકાબલે પ્રયોજાયેલો 'માનવી' શબ્દ કવિનું ઉદ્દિષ્ટ જોખમાવે છે.

શ્રી. બરકતભાઈને અભિનંદન. તમે આ સોંપ્યું તો લખાયું એનો આભાર ન માનું તે કેમ ચાલે?

આ તો આવતા સાઠમાં અંકમાં પ્રકટ થશે, ખરુંને? કાવ્યક્ષેત્રે તમે આદરેલા આ સેવાયજ્ઞમાં આટલી લાંબી મજલ સફળતાપૂર્વક કાપી શક્યા એજ આનંદની વાત.

સસ્નેહ

પ્રવીણચન્દ્ર જી. રૂપારેલ.

**૧૯૭૬–'૭૭ના વર્ષની શ્રેષ્ઠ કૃતિઓ માટે નીચે પ્રમાણે પુરસ્કાર આપવામાં આવશે:**

**પ્રથમ પુરસ્કાર: રૂા. ૩૦૦/– જૈન સોશ્યલ ગ્રુપ તરફથી**

**દ્વિતીય પુરસ્કાર: રૂા. ૧૫૦/– શ્રીમતી શારદાબહેન બાબુભાઈ શાહ તરફથી**

કાળનું કુસુમ આ સાવ નાજુક છે
જો ખરી જાય ના પાંખડી પલતણી.

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૦ : અંક ૬ : ઓગસ્ટ, ૧૯૭૭

સળંગ અંક : ૬૦

મુખપૃષ્ઠ–સજાવટ : દિનેશ દલાલ

શિવશક્તિ, બારમો રસ્તો, ખાર- મુંબઈ ૪૦૦-૦૫૨

કેરિકેચર : શિવ પંડયા, ૬૪ શારદાનગર, અમદાવાદ-૭

# કવિતા

[ દ્વૈમાસિક ]



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, **ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ** લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં **નવ** રૂપિયા, પરદેશમાં **વીસ**, છૂટક નકલનો રૂપિયો દોઢ.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

મળ્યાં ☐ સુન્દરમ

મળ્યાં વિરહના અનેક કપરા દિનોની પછી.
મહા જનસમૂહમાં કરત માર્ગ ધીરેધીરે,
વળી અનેક સંગ કરી ગોઠડી લ્હેરથી,
બધાંનું પતવી પછી બહુ નિરાંતથી તે મળ્યાં.

ઘણો સમય તો ન કાંઈ જ વદ્યાં, અને જ્યાં વદ્યાં
પૂછી ખબર અન્ય કોકતણી સાવ સાદીસીધી.

અને ખબર એ સુણી નહિ સુણી કરી બેઉ તે
અકંપ અણબોલ મૌન મહીં મૂક પાછાં સર્યાં,
ઘડીઘડી ઉઠાવી નેણ નીરખ્યા કર્યું અન્યને.

मिलितौ ☐ सुन्दरम् ☐ अनु. जशवंती दवे

मिलितौ उभौ सुदीर्घविषमविरहानन्तरम् ।
बिशालजनसंमर्दे कुर्वन्तौ मार्ग शनैः शनैः,
अनेकशः अनेकैः सह कृत्वालापं सुलीलया,
समाप्य वार्ता सर्वैः तदनु सुखेन संमिलितौ ।

चिरकालं तु नाभाषतां परस्परं पश्चादपि
कस्यचिदन्यस्य कुशलप्रश्नं एव अपृच्छताम् ।

अपि च वृत्तान्तं एनं श्रुतं अश्रुतं इव कृत्वा
मूकौ तौ पुनश्च निःशब्दनिष्कम्पमौनं प्रपन्नौ,
नयने उत्क्षिप्य भूयः, अन्यं ईक्षमाणौ च आस्ताम् ।

સુન્દરમ્, શ્રી અરવિંદ આશ્રમ, પોંડીચેરી
જશવંતી દવે, ૧/૧ શાંતિ, ૧૯ પેડર રોડ, મુંબઇ ૪૦૦ ૦૨૬

KAVITA Regd. No. R. N. 16800/67




## A Meeting ☐ *Sunderam*

(They) Met after many difficult days of separation
Slowly·····but slowly, wading their way through
a great big crowd,
frequently entering into jaunty small talk with oh,
so many,
they met at last with great leisure, having finished
with the rest.

Didn't utter a word for quite some time,
and when finally they did
it was only by way of a cursory inquiery after
some casual acquaintance.

Turning a heedless ear to the half-heard tidings,
both once again slipped into a frozen, wordless
silence:
(and) kept on eyeing the other frequently through
lifting of the eyelids.

*(Translated from Gujarati by Jagdish Joshi)*

